# ભૂગોળ શિક્ષણ.

ભાગ ૧ લો.

ધોરણ ૨ જા, ૩ જા, અને ૪ થા, માટે


રચનાર

ડાહ્યાભાઈ પ્રભુરામ દવે.

તા. સ્કુલ માસ્તર વેળાવળ.





અમદાવાદ.

અમદાવાદ—"યુનિયન પ્રિન્ટિંગ" પ્રેસ કં૦ લી૦

નવીન સુધરેલી આવૃત્તી ૪ થી.

સવત ૧૯૬૪,       સને ૧૯૦૭

કીંમત રૂ. ૦-૩-૦.

# ભૂગોળ શિક્ષણ.

## ભાગ ૧ લો.

ધોરણ ૨ જા, ૩ જા, અને ૪ થા માટે.

રચનાર

**દાહ્યાભાઈ પ્રભુરામ દવે.**

તા૦ સ્કુલમાસ્તર-વેરાવળ.

સચિત્ર-સુધારેલી આવૃત્તિ.

**અમદાવાદ.**

ધી યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની 'લિમિટેડ'માં

મોતીલાલ શામળદાસે છાપ્યું.

સંવત ૧૯૬૩. સને ૧૯૦૭.

કીંમત રૂ. ૦-૩-૦

# પ્રસ્તાવના.

કોઇપણ વિદ્યા શીખવવાના બે હેતુ હોય છે. એક અભ્યાસીને વિષયનું જ્ઞાન થવા સાથે તેની કારણ, કલ્પનાદિ શક્તિઓ ખીલે, અને બીજું ખીલેલી શક્તિઓનો પોતાના વ્યવહારિક કામમાં ઉપયોગ કરી શકે.

**ભૂ**ગોળ વિદ્યા શીખવાથી પણ તેજ લાભ થવો જોઇએ. " **ભૂ**-ગોળ કેવળ ગોખણનોજ વિષય છે, તેનાથી કોઈ શક્તિને પોષણ મળતું નથી. " એવી સામાન્ય લોકોની માન્યતા જોવામાં આવે છે; તેનું કારણ એટલુંજ કે તે વિષય શિક્ષણપદ્ધતિ પ્રમાણે શીખવાતો નથી.

વિદ્વાનો કહે છે કે **ભૂ**ગોળનું ખરૂં શિક્ષણ ઘરની **ભૂ**ગોળથીજ આપી શકાય છે, અંગ્રેજી સારી **ભૂ**ગોળોનો પણ એજ ક્રમ જોવામાં આવે છે, અને મરહુમ **મા**ધવલાલભાઈ પણ તેજ પદ્ધતિથી **ભૂ**ગોળનું જ્ઞાન આપવાની ભલામણ કરે છે; તેમજ સરકારે મંજુર કરેલાં નવાં ધોરણો પણ તેજ પદ્ધતિથી **ભૂ**ગોળ શીખવવાનું બતાવે છે.

ઉપરનો હેતુ પાર પડે તેટલા સારૂ, અને બાળકો બની શકે તેટલા અનુભવથી, તથા અનુભવ કરતાં ઉત્પન્ન થતાં અનુમાનોથી **ભૂ**ગોળનું વાસ્તવિક જ્ઞાન મેળવી શકે, એવા હેતુથી મેં આ **ભૂ**ગોળ લખેલી છે.

આપણા દેશને અનુસરતી રીતે ઘરની **ભૂ**ગોળથી **ભૂ**ગોળની શ-રૂઆત કેમ કરવી તે સૂચનામાં, અને આરંભે આપેલા પ્રવેશક પાઠો-માં બતાવેલું છે. તે પાઠો બાળકોને બહાર ફરવા લઈ જઇને પ્રત્યક્ષ અવલોકનથી, કે પાટીયા કે જમીન ઉપર કરેલા નમુના ઉપરથી, અને

છાપેલા નકશા ઉપરથી શિક્ષકો શીખવશે, અને તે ઉપરાંત ખેતી, પેદાશ, ધંધા, વેપાર, દેશોનો પરસ્પર રાજકીય અને કુદરતી સંબંધ, તેથી થતા લાભ, અને રાજકીય બાબતોનું જ્ઞાન આપશે, તો **ભૂગોળનું** વ્યવહારોપયોગી અનુભવી જ્ઞાન આપી શકાશે.

આ પુસ્તક બહાર પાડવામાં સં. જૂનાગઢના કેળવણી ખાતાના માજી ઉ. અધિકારી મે. ગણપતરાય **મયાશંકર** ઘોડદારાએ તથા સૌ. શિક્ષક સમાજની મેનેજીંગ કમીટીએ મને આપેલી મદદ માટે તેમનો આભાર માનું છું.

---

# શિક્ષકોને સૂચના.

**૧. પોતાના ગામની રાજકીય ભૂગોળમાં,** વસુલાત ખાતાના, પોલીસ ખાતાના, અને ન્યાય ખાતાના કોણ કોણ અમલદારો છે, ને તેઓ શું કામ કરે છે. પોસ્ટ ખાતું, તારખાતું, શિતળાખાતું, નિશાળ, દવાખાનું, અને સુધારાખાતું શું કામ કરે છે. અને તેથી શા લાભ થાય છે, તે શીખવવું.

**૨. ગામની ઔદ્યોગીક ભૂગોળ**માં ગામના લોકો કયા કયા ધંધા કરે છે, ક્યાં ક્યાંથી અને કયો કયો માલ આવે છે, કયો માલ પરદેશ મોકલાય છે, વેપાર કેવો ચાલે છે, ખેડૂતો કે બીજા લોકો ગાડાં, ઘોડાં, ઉંટ, કે પોઠ ઉપર કાંઈ માલ ગામમાં વેચવા લાવતા હોય, તેની લેવડ દેવડ કેવી રીતે થાય છે, માલ બનાવવાનાં કયાં કયાં કારખાનાં છે, કયો માલ હાથથી બનાવાય છે, ચરખો, રેંટીયો, શાળ એનો શો ઉપયોગ છે, સુતાર, લુહાર, દરજી, કુંભાર શું કામ કરે છે અને તેનાં હથિઆરોનો ઉપયોગ, વગેરે બાબતોનું પ્રત્યક્ષ જ્ઞાન આપવું.

**૩. ગામની સામાન્ય ભૂગોળમાં**—૧ કોઈ ડુંગર કે ટેકરા પાસે છોકરાને લઈ જઇને ઉચ્ચાણ, ઢાળ, તળેટી, ખીણ, શિખર, તથા વહેળા અને નદીની ઉત્પતિનું જ્ઞાન આપવું. ૨ નદી કે વહેળા પાસે તેડી જઇને નદીનું તડ, સપાટી, વ્હેન, કાંઠો, મૂળ, મુખ, ને તેના ઉપયોગનું જ્ઞાન આપવું. ૩ સરોવર કે તળાવ પાસે લઇ જઇને તેનું જ્ઞાન આપવું. ૪ સમુદ્ર કે તેનો નમુનો બતાવી તે સંબંધી શીખવવું. ૫ ઝાડીમાં લઇ જઇને ઘાસ, વેલા, છોડ, અને ઝાડનો તફાવત, તેનાં મુખ્ય અંગો, ઉપયોગ અને ઓળખનું જ્ઞાન આપવું. ૬ બગી-

ચામાં જઇ ફૂલો, તેમના રંગ, ફળ, તેમની સંભાળ અને ઉપયોગનું જ્ઞાન આપવું. ૭ ખેતરમાં જઈ ખેતી કેમ કરે છે, જમીનની જાત, ખાતર, વાવવાની ક્રિયા, ખેતીનાં હથિઆરો, અને પેદાશ સંબંધી શીખવવું. વાવ્યા પહેલાં, ઉગી નીકળે ત્યારે, અને દાણા આવે ત્યારે. એમ ત્રણ વખત બાળકોને તેનું અવલોકન કરાવવું. ૮ કુવેતરમાં જઈ કોશ રેંટ, ક્યારા, અને ઝરણ વિષે સમજાવવું, ને ખેતર કુવેતરનો તફાવત બતાવવો. ૯ ગામમાં અને બહાર વસતાં પ્રાણી, તેમના સ્વભાવ, તેવા સ્વભાવ થવાનાં કારણ અને તે પરથી સોબતની અસર અને સંપના લાભ બતાવવા. ૧૦ ચોમાસામાં પાણીથી ભરેલા ખાડા ઉપરથી અખાત, બેટ, ભૂશિર, સંયોગીભૂમિ, સામુદ્રધુની, વગેરેની વ્યાખ્યાઓ શીખવવી. ૧૧ ખાણ પાસે જઇ જમીનમાંથી પથ્થર, ધાતુ, વગેરે કેમ કાઢે છે તે બતાવવું.

૪ ભૂગોળનો પાઠ રસીક કરવા, તેને લગતા કુદરતી બનાવ, અને ઐતિહાસિક બનાવોની ટૂંકી દંતકથાઓ કહેવી.

૫ પ્રાંત કે દેશની ભૂગોળ શીખવવામાં નીચેની બાબતો ઉપર ખાસ લક્ષ આપવું. ૧ દેશના પર્વતો, લંબાઇની દિશા, ઉંચ પ્રદેશ, અને મેદાન વગેરે. ૨ નદી, તેની દિશા, મૂળ, મુખ, તેથી જમીનની સ્થિતિમાં થતા ફેરફાર, અને મોટી નદીઓની જરૂર વગેરે. ૩ દેશમાં નીકળતા ખનીજ ને તેનો ઉપયોગ. ૪ પ્રાણી અને વનસ્પતિની પેદાશ ને વેપાર, ૫ જમીનની જાત. ૬ કિનારાની સ્થિતિ, બંદર ને વેપારી લાભ. ૭ વેપાર અને મુસાફરીનાં સાધનો. ૮ દેશમાં ચાલતા હુન્નર અને કારખાનાં. ૯ જૂનાં સ્થળોનો ઇતિહાસ ને પવિત્ર સ્થળો. ૧૦ મુખ્ય રાજ્યો ને તેમનો પરસ્પર સંબંધ.

---

# ભૂગોળ વિદ્યાના પ્રવેશક પાઠ.

## પૃથ્વી.

ઉત્તર.



દક્ષિણ.

જેના ઉપર આપણે રહીએ છીએ, આપણાં ઘર બાંધીએ છીએ, અનાજ પકવીએ છીએ, રમીએ છીએ અને કુદીએ છીએ તે સુંદર પૃથ્વી છે. જો આખી પૃથ્વી ઉપર તમે મુસાફરી કરો તો નવાઇ જેવું ઘણું જોવાનું મળે. પરંતુ ઘરથી દૂર ગયા વિના પણ તમે ઘણું શીખી શકશો.

તમે જુઓ છો કે જમીન બધે ઠેકાણે સરખી નથી. કોઇ ભાગમાં ટેકરા ટેકરીવાળી છે, કોઇ ભાગમાં સપાટ છે, કોઇ ભાગમાં ઝાડો, ઘાસ, અને અનાજનાં ખેતરોથી ઢંકાએલી છે, કોઇ ભાગ પહાડ, નદીઓ, ઝાડી, અને પથ્થરોથી ભરપૂર છે, અને ઘણો ભાગ સમુદ્રનાં ખારાં પાણીમાં ડૂબી ગએલો છે.

તમે જમીનના નરમ પડમાંથી સુગંધી ફૂલોના છોડ, અને સ્વાદિષ્ટ ફળનાં ઝાડો ઉગી નીકળતાં જુઓ છો. તે પડની નીચે તમે ખોદતા જાઓ તો જેમ ઉંડે જશો તેમ પથ્થરો, મોટાં ખડકો, અને તરેહવાર ધાતુઓ તમારા જોવામાં આવશે. જો કે આપણાથી ઘણું ઉંડું ખોદાતું નથી. પણ ધારો કે આપણે વીશ કે તેથી વધારે માઇલ ઉંડે ખોદીએ તો માંહેના ભાગમાં ધગધગતો રસજ જોવામાં આવશે. એનું કારણ તમે આગળ જતાં જાણશો, ત્યારે તમને બહુ નવાઇ લાગશે.

## પૃથ્વીનો આકાર.

આપણે મેદાનમાં ઉભા રહીને જોઇએ તો પૃથ્વી આપણને ચપટી દેખાય છે. પણ ખરેખર તે તેવી નથી. તે તો એક ઘણો મોટો ગોળો છે. તમે જમીન ઉપર આગગાડીમાં, અને પાણી ઉપર આગબોટમાં બેસી મુસાફરી કરતા સીધી લીટીમાં ચાલો, તો તમે કોઇ છેડે આવી શકશો નહીં, પણ તમે જે જગ્યાએથી નીકળ્યા હશો, તેજ જગ્યાએ આવી ઉભા રહેશો. એક દડા ઉપર કીડી એકજ દિશામાં સીધી ચાલી જાય, તો તે પાછી મૂળ જગ્યાએજ આવશે. એનું કારણ એજ છે કે પૃથ્વી, નારંગીના જેવો એક ગોળો છે. તમે ચંદ્રમાનું ગ્રહણ થતાં જોયું હશે? તે પૃથ્વીની છાંયાથી થાય છે. તે છાંયા ચંદ્રમા ઉપર પડતાં હમેશાં ગોળ દેખાય છે. જેનો છાંયો ગોળ તે વસ્તુ પણ ગોળજ હોય. તે ઉપરથી પણ કહી શકાય કે પૃથ્વી એક ગોળો છે. સમુદ્રમાં આવતાં વહાણની ટોચ પહેલી દેખાય છે અને વહાણ પછી દેખાય છે કેમ કે પૃથ્વીની સપાટી ગોળ છે. એ ગોળો એવડો મોટો છે કે તેના ઉપરના ઉંચામાં ઉંચા પર્વતો, અને દરિયા માંહેની ઉંડામાં ઉંડી જગ્યાઓ નારંગી ઉપરની નાનામાં નાની ખરબચડાઇ કરતાં સરખામણીમાં વધારે નથી.

## પૃથ્વી એક આકાશી તારો (ગ્રહ) છે.

આકાશમાં રાત્રીએ ઝગઝગતા તારાના હજારો ગોળા ટંગાએલા આપણે જોઇએ છીએ. આપણી પૃથ્વી પણ તે માંહેનોજ એક ગોળો છે, અને તે બીજા તારાની માફક ખુલ્લા આકાશમાં કોઇના આધાર વિના રહેલી છે. આકાશના સઘળા તારા એક સરખા નથી, કેટલાક સ્થિર દેખાય છે, ને કેટલાક બીજા તારાની આસપાસ ફરતા દેખાય છે. એવા જે તારા સૂરજની આસપાસ ફરનારા છે, તેને ગ્રહ કહે છે. પૃથ્વી પણ તેવો એક ગ્રહ છે, અને તે સૂરજની આસપાસ ફરે છે.

## પૃથ્વી ચાલે છે ને સૂરજ સ્થિર છે.

આપણે હમેશાં પૃથ્વીને સ્થિરજ જોઇએ છીએ, અને સૂરજ તથા તારા દરરોજ ઉગીને આથમતા, એટલે ફરતા જોઇએ છીએ. પણ ખરી રીતે જોતાં તેમ નથી. પૃથ્વી ઘણા ઉતાવળા વેગથી સૂરજની આસપાસ ફરે છે. આપણે દડીને જમીન ઉપર ગબડાવીએ ત્યારે તે ગબડતી ગબડતી દૂર જાય છે. તેમજ પૃથ્વીમાં પણ એકી વખતે બે ગતિ આવે છે. એક તે ગબડે છે, તે તેની રોજની ગતિ; અને બીજી તે સૂરજને ફરે છે, તે વરસની ગતિ. તેની રોજની ગતિથી દિવસ રાત થાય છે, અને વરસની ગતિથી શિયાળો, ઉનાળો, એમ રૂતુના ફેરફાર થાય છે. આપણે ચક્કર ચક્કર ફૂદડી ફરીએ છીએ ત્યારે આસપાસની વસ્તુઓ આપણને આપણા ફરવાની ઉલટી બાજુએ ફરતી દેખાય છે. તેમજ આગગાડીમાં બેસી ઝડપથી ચાલીએ ત્યારે રસ્તાની બાજુનાં ઝાડો અને જમીન પાછાં દોડતાં જોવામાં આવે છે. મતલબ કે ખરા કરતાં ઉલટું આપણે જોઇએ છીએ. તેવીજ

રીતે પૃથ્વીના પશ્ચિમથી પૂર્વમાં ફરવાથી, સૂરજ અને તારા પહેલા પૂર્વમાં ઉગી પશ્ચિમ તરફ જતા હોય એવું આંખના ભૂલાવાથી આપણને દેખાય છે. માટે ખરૂં જોતાં પૃથ્વીજ ફરે છે.

## દિવસ અને રાત

પૃથ્વી એવડી મોટી છે કે તે ફરે છે તેમ આપણે જાણી શકતા નથી. પણ તે ફરે છે એ વાત નક્કી છે, એમ માની સૂરજ તરીકે એક દીવો લ્યો, અને પૃથ્વી તરીકે એક નારંગી લ્યો, ને તેમાં ગુજરાત બતાવવા કાળો ડાઘ કરો. પછી તેમાં એક સળીયો સોંસરો કાઢી તેને દીવા સામે ગોળ ફેરવો. તમે જોશો કે નારંગી-પરનો કાળો ડાઘો કોઇવાર અજવાળામાં અને કોઇવાર અંધારામાં હોય છે. તે પ્રમાણે પૃથ્વી પણ ફરતી હોવાથી તેના દરેક દેશો કોઇવાર સૂરજની સામા, એટલે અજવાળામાં, અને કોઇવાર તેની બીજી બાજુએ એટલે અંધારામાં હોય છે. પૃથ્વીનો જે અરધો ભાગ સૂરજ તરફ હોય તેને અજવાળું એટલે દિવસ અને બાકીનો અરધો ભાગ બીજી બાજુએ હોય તેને અંધારૂં એટલે રાત હોય છે. જેમ જેમ પૃથ્વી ફરતી જાય છે, તેમ તેમ અંધારાનો ભાગ અજવાળામાં અને અજવાળાનો ભાગ અંધારામાં આવતો જાય છે. પૃથ્વી ૨૪ કલાકમાં એક આંટો પૂરો કરે છે. તેથી તેટલા વખતમાં આખી પૃથ્વી ઉપરના દરેક દેશમાં દિવસ ને રાત થઇ જાય છે. અને તેજ કારણથી દિવસ ને રાત મળીને ૨૪ કલાકમાં પૂરાં થાય છે.

૨૦૬૪

# હવા અને રૂતુના ફેરફાર.

ઉત્તર




દક્ષિણ

વરસના કેટલાક મહિના ઠંડો પવન વાય છે, અને ટાઢ પડે છે. તેમ કેટલાક મહિના ઉનો પવન વાય છે, અને ગરમી પડે છે. એને રૂતુના ફેરફાર કહે છે. તે પૃથ્વી સૂરજને ફરતી ફરે છે, તેથી થાય છે, પહેલા ચિત્ર પ્રમાણે પૃથ્વી વાંકી રહીને ફરે છે, તેથી સૂરજ ૭ માસ પૃથ્વીના ઉત્તર ભાગમાં અને ૭ માસ દક્ષિણ ભાગમાં રહે છે. જ્યારે સૂરજ ઉત્તર ભાગમાં હોય, ત્યારે તેનાં કીરણો સીધાં પડ-વાથી ગરમી ઘણી પડે છે, અને દહાડા મોટા ને રાત ટુંકી થાય છે. તેને આપણે ઉનાળો કહીએ છીએ. એ વખતે દક્ષિણમાં એથી ઉલટું એટલે શિયાળો હોય છે. તેમજ સૂરજ દક્ષિણ ભાગમાં હોય, ત્યારે ત્યાં ઉનાળો હોય છે. તે વખતે ઉત્તર ભાગમાં સૂરજનાં કીરણો ત્રાંસાં પડવાથી ટાઢ ઘણી પડે છે. રાત લાંબી અને દિવસ ટૂંકા હોય છે.

તેને શિયાળો કહે છે. પૃથ્વીના મધ્ય ભાગે પૂર્વ પશ્ચિમ દોરેલી લીટીને વિશુવવૃત્ત કહે છે તેનાથી ઉત્તર કે દક્ષિણમાં જેમ આઘા આઘા જઇએ તેમ રાત્રી દિવસની લંબાઇમાં મોટો ફેર પડતો જાય છે. ગુજરાતમાં ઉનાળામાં દિવસ ૧૩ાા કલાક અને રાત્રી ૧૦ાા કલાકનાં હોય છે. અને છેક ધ્રુવ પાસે જઇએ તો છ માસનો દહાડો ને છ માસની રાત થાય છે. તેજ પ્રમાણે ગરમી અને ઠંડકનું પણ બને છે. વિશુવવૃત્તની આસપાસ હમેશાં ઘણી ગરમી રહે છે. પણ ત્યાંથી ઉત્તર કે દક્ષિણ ધ્રુવ તરફ જતા જઇએ, તેમ ગરમી ઓછી અને ઠંડક વધે છે, ને છેક ધ્રુવ પાસે તો દરિયાનાં પાણી ઠરીને બરફ થઇ જાય છે.

ઉપરના ગોળામાં વિશુવવૃત્તથી સરખે અંતરે બે લીટીયો દોરી છે. તે સૂરજ ઉત્તર કે દક્ષિણમાં કેટલે દૂર જાય છે તે હદ બતાવે છે. તેટલી હદમાં ઠંડક કરતાં ગરમી વધારે હોય છે, તેને ઉનો કટિબંધ કહે છે. તેમજ ધ્રુવથી થોડે અંતરે બીજી બે લીટીઓ દોરેલી છે. તે ઘણી ટાઢની જગ્યા બતાવે છે. ત્યાં બારે માસ બરફ ઠરેલું રહેછે. બાકીના બે ભાગ રહ્યા, ત્યાં ટાઢને તડકો સરખો પડે છે, તેથી તેને સમશિતોષ્ણ કટિબંધ કહે છે. એમ હવાના ફેરફારથી પૃથ્વીના પૃષ્ટના પાંચ ભાગ પડે છે, એ ભાગોનાં માણસ, જનાવર, તેમના સ્વભાવ, રંગ, અને વનસ્પતિમાં હવાની અસરથી ફેર પડે છે. આ વિષેનાં કારણો તમે ભૂતળ વિદ્યામાં શીખશો.

## અક્ષાંશ અને રેખાંશ.

કોઇ ગોળાને ફેરવતાં તેમાં એક એવી કલ્પિત લીટી બને કે જે બીલકુલ ફરે નહીં, તે લીટીને તેની ધરી કહે છે. પૃથ્વી પણ પોતાની રોજની ગતિમાં પશ્ચિમથી પૂર્વમાં ફરે છે, તેથી ઉત્તર દક્ષિણ

એક કલ્પિત લીટી બને છે, તે પૃથ્વીની ધરી કહેવાય છે. તે ધરીના બે છેડાબિંદુને પૃથ્વીના ધ્રુવ કહે છે.

પહેલે પાને આપેલું ચિત્ર પૃથ્વીના ગોળાનું છે. તેમાં સંખ્યાબંધ આડી ઉભી લીટીઓ દોરેલી છે. તેમાં પૃથ્વીના મધ્યભાગે બંને ધ્રુવથી સરખે અંતરે દોરેલી લીટીને વિશુવવૃત્ત કહે છે. તે વિશુવવૃત્તથી સરખે છેટે ઉત્તર અને દક્ષિણ તરફ પૂર્વ પશ્ચિમ લીટીઓ દોરી છે, તેને અક્ષાંશ વૃત્ત કહે છે. તે વિશુવવૃત્તથી ધ્રુવ સુધીનું અંતર બતાવે છે. તેમજ વિશુવવૃત્તને કાપીને ધ્રુવમાં થઇને જાય તેવી ઉત્તર દક્ષિણ ઉભી લીટીઓ દોરી છે, તેને રેખાંશ વૃત્ત કહે છે; અને તે મુખ્ય રેખાંશ વૃત્તથી પૂર્વ અને પશ્ચિમનું અંતર બતાવે છે. આપણા લોકો ઉજ્જનથી અને અંગ્રેજ લોકો ગ્રીનિચથી મુખ્ય રેખાંશ-વૃત્ત ગણે છે.

કોઈ ગોળાની ફરતી લીટીના ૩૬૦ ભાગ પાડીએ, તેમાંના એક ભાગનું નામ એક અંશ છે. પૃથ્વીનો ઘેરાવો લગભગ ૨૪૦૦૦ માઇલનો છે. તેના ૩૬૦ ભાગ પાડીએ તો એકેકા અંશમાં ૬૯ માઇલ આવે. તે પરથી એક અંશના ૬૯ માઇલ ગણીને પૃથ્વીપરની કોઈ પણ જગ્યાનું અંતર સહેલથી શોધી શકાય છે. તે આગળ બતાવ્યું છે.

---

# દિશા–ડાબું અને જમણું.




આપણે ઉભા કે બેઠા હોઇએ ત્યારે કોઇ વસ્તુ કે જગ્યા આપણાથી કયી બાજુએ છે, તે આપણે જમણા અને ડાબા હાથ તરફ છે એમ કહીએ છીએ. જમણા હાથ તરફની જગ્યાઓ જમણી બાજુએ અને ડાબા હાથ તરફની જગ્યાઓ ડાબી બાજુએ કહેવાય છે. તેમજ જે જગ્યા વાંસા તરફ હોય તે પાછળની બાજુએ, અને મોં સામી હોય તે આગળની બાજુએ કહેવાય છે. એ પ્રમાણે આપણે કોઈ જગ્યા ક્યાં છે તે બતાવી શકીએ છીએ. પણ આપણા ફરવાની સાથે જમણી અને ડાબી બાજુઓ પણ ફરી જાય છે. તેમ સામસામા ઉભેલા બે માણસોની જમણી, ડાબી પાછળની અને આગળની બાજુઓ જૂદી જૂદી હોય છે. તેથી કોઇ જગ્યાનું સ્થળ જાણવાને જમણું અને ડાબું હમેશાં એક સરખું રહેતું નથી. પણ બાજુ બતાવવાને એક રીત એવી નક્કી થએલી છે, કે તે કદિ ફરતી જ નથી. એ નક્કી થએલી બાજુઓને દિશા કહે છે.

# દિશા.




આપણે વહેલા ઉઠી એટલે દાતણ કરવા બેઠા હોઇએ, ત્યારે એક બાજુએ લાલ રંગ દેખાય છે. થોડીવારે તે જગ્યાએ સૂરજ પૃથ્વીના છેડા આગળથી બહાર નીકળતો દેખાય છે. આપણે બેઠા હોઇએ ત્યાંથી જે બાજુએ સૂર્ય ઉગે છે, તે બાજુને પૂર્વ કે ઉગમણી દિશા કહે છે. તે વખતે કોઈ ઝાડનો કે આપણો છાંયો જોઇએ તો સૂરજની સામી બાજુએ ઘણો લાંબો પડે છે. જેમ જેમ સૂરજ ઉંચો ચડતો જાય છે; તેમ તેમ છાંયો નાનો થતો જાય છે. જ્યારે સૂરજ માથે આવે છે, ત્યારે છાંયો છેક નાનો થઇ જાય છે. પાછો જે તરફ સવારમાં છાંયો હતો, તે તરફ સૂરજ નમવા માંડે છે, ત્યારે ઝાડનો કે આપણો છાંયો જે તરફ સૂરજ ઉગ્યો હતો તે તરફ મોટો મોટો થવા માંડે છે. એમ કરતાં સાંજે સૂરજ આથમી જાય છે. એ જે બાજુએ સૂરજ આથમે છે, તેને પશ્ચિમ કે આથમણી દિશા કહે છે. સવારે સૂરજ પૂર્વમાં ઉગે ત્યારે છાંયો પશ્ચિમમાં

હોય છે, અને સાંજે સૂરજ પશ્ચિમમાં આથમે ત્યારે છાંયો પૂર્વમાં હોય છે. એટલે પૂર્વ અને પશ્ચિમ એ સામસામી દિશાઓ છે. એ પ્રમાણે સૂર્યના ઉગવા કે આથમવા ઉપરથી કે છાંયા ઉપરથી પૂર્વ અને પશ્ચિમ દિશા જાણી શકાય છે. પણ બીજી બે દિશા જાણવી હોય તો, આપણે સૂરજ ઉગે તે તરફ મોં કરી ઉભા રહેવું, અને બંને હાથ પહોળા કરવા, એટલે ડાબા હાથ તરફ જે બાજુ આવે તેને ઉત્તર દિશા કહે છે; અને જમણા હાથ તરફની બાજુને દક્ષિણ દિશા કહે છે. એ પ્રમાણે પૃથ્વી ઉપરની દરેક જગ્યાને ચાર દિશા હોય છે. કહો ત્યારે ચાર દિશા કેમ ઓળખવી? **જે તરફ સૂરજ ઉગે છે તે ઉગમણી કે પૂર્વ દિશા, જે તરફ સૂરજ આથમે છે તે આથમણી કે પશ્ચિમ દિશા, ઉગમણું મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફની ઉત્તર દિશા, અને જમણા હાથ તરફની દક્ષિણ દિશા કહેવાય છે.** ( અહીં છોકરાઓને આડા અવળા ફેરવી, આમ તેમ ચલાવી, જૂદી જૂદી દિશાઓમાં મોં રખાવી, શિક્ષકે દિશાનું જ્ઞાન પાકું કરાવવું. )

## હોકાયંત્ર.




આપણે સૂર્યના ઉગવા અને આથમવા ઉપરથી દિશાઓ જા-

ણવા શીખ્યા. પણ રાતે સૂર્ય ન હોય ત્યારે દિશા કેમ ઓળખવી ? તે વખતે આપણે આકાશ તરફ જોઇશું તો અસંખ્ય તારા આપણા જોવામાં આવશે, અને ઉત્તર દિશામાં એક સાત તારાનું ઝૂમખું દેખાશે. તેને આપણા લોકો સપ્તઋષિ કહે છે, સાધારણ લોકો તેને વહાણ કહે છે, અને યુરોપના લોકો તેને મોટું રીંછ કહે છે. તે ઝૂમખાના આગળના બે તારાને એક સીધી લીટીમાં સાંધીએ, અને તે લીટીને નીચે વધારીએ તો એક ઝગઝગતો તારો જોવામાં આવશે. તેને ધ્રુવનો તારો કહે છે. તે આપણી પૃથ્વીના ઉત્તર ધ્રુવની બરાબર સામોજ છે. તેથી તે કદિ ફરતો દેખાતો નથી, અને સપ્ત ઋષિ તથા આકાશના બીજા તારા તેની આસપાસ ફરતા જણાય છે. માટે જો રાતે દિશા જાણવી હોય તો **ધ્રુવના તારા સામે મોં કરી ઉભા રહેવું. એટલે આપણા મોં સામી દિશા તે ઉત્તર દિશા, પીઠ તરફની દક્ષિણ દિશા, જમણા હાથ તરફની પૂર્વ દિશા, અને ડાબા હાથ તરફની પશ્ચિમ દિશા કહેવાય.**

કોઈ વખત એવું બને છે કે સૂરજ વાદળાંથી ઢંકાઇ ગયો હોય અને રાતે તારા પણ વાદળાંને લીધે દેખાતા ન હોય ત્યારે દિશા જાણવાને એક યંત્ર આવે છે, તેને હોકાયંત્ર કહે છે. હોકાયંત્ર એક ડાબલી છે. તેમાં લોઢાનો એક ઝીણો કાંટો ઝીણી અણીપર, સમતોલપણું સાચવે અને ગોળ ફરી શકે, તેમ રાખેલો હોય છે. તે કાંટાની અણીને લોહચૂંબકનો પથ્થર ઘસેલો હોય છે. અને ઉત્તરના ભાગમાં તેવા ચૂંબકના પથ્થર બહુ હોય છે એમ કહેવાય છે. તેથી તે ડાબલીને ગમે તેમ ફેરવો તો પણ માંહેના કાંટાની અણી હમેશાં

ઉત્તર તરફજ રહે છે. જ્યારે ઉત્તર દિશા નક્કી થઇ એટલે ઉપર કહ્યું તેમ બાકીની દિશાઓ, આપણે શોધી શકીએ છીએ. આ યંત્ર ચીનના કોઇ ખલાસીએ શોધી કાઢયું છે, અને તે સમુદ્રમાં વહાણો અને આગબોટો ચલાવનારને બહુ ઉપયોગી છે.

## ખૂણા.

તમે શીખી ગયા કે પૂર્વ દિશા સામે પશ્ચિમ દિશા અને ઉત્તર દિશા સામે દક્ષિણ દિશા છે. હવે આપણે તે દિશાઓને સાંધનારી આડી ઉભી લીટીઓ દોરશું, તો તેઓ એક બીજાને કાપશે ત્યાં ચાર ખૂણા થશે. તે ખૂણાઓનાં નામ પણ પાડેલાં છે. **પૂર્વ અને ઉત્તર દિશા વચેના ખૂણાનું નામ ઈશાન ખૂણો, ઉત્તર અને પશ્ચિમ દિશા વચેના ખૂણાનું નામ વાયવ્ય ખૂણો, પશ્ચિમ અને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાનું નામ નૈરૂત્ય ખૂણો, અને દક્ષિણ અને પૂર્વ દિશા વચેના ખૂણાનું નામ અગ્નિ ખૂણો છે.** તે ખૂણાઓ પણ દિશાઓની માફક સામસામા છે, તે ચિત્ર જોવાથી જણાશે. એ ચાર ખૂણા અને ચાર દિશા મળીને આઠ દિશા થઇ. તેમજ આપણા માથાની ઉંચેના અને પગની નીચેના ભાગને પણ ઉંચી અને નીચી દિશા ગણેલી છે. એટલે બધી મળી દશ દિશા કહેવાય છે. આપણા લોકો ઘણીવાર બોલે છે કે "દશે દિશાએ" તે તમે સાંભળ્યું હશે. તે દશ દિશા કયી તે હવે તમે ગણાવી જાઓ. ૧ પૂર્વ દિશા. ૨ પશ્ચિમ દિશા. ૩ ઉત્તર દિશા. ૪ દક્ષિણ દિશા. ૫ ઈશાન ખૂણો. ૬ નૈરૂત્ય ખૂણો. ૭ વાયવ્ય ખૂણો. ૮ અગ્નિખૂણો. ૯ ઉંચું. ૧૦ નીચું.

# પ્લેન—નકશા.



ઓરડાનું ચિત્ર.



ઓરડાનો પ્લેન–નકશો.

પૃથ્વીની ગતિ અને આકાર સમજવા સારૂ ગોળા ઘણા ઉપયોગી છે. પણ ભૂગોળની ઘણી બાબતો જાણવાને નકશા બહુ જરૂરના છે. તમે ઘણાં ચિત્રો જોયાં હશે. મથાળે ઘરનું ચિત્ર છે તે જુઓ. તે જોઈને આપણે કહી શકીએ કે તે ઘર છે તેનો ઘાટ, લંબાઈ, પહોળાઈ, અને ઉંચાઈ સઘળું આપણે જાણી શકીએ છીએ. પણ પડખે તેજ ઘરનો પ્લેન—નકશો છે. તે જોવાથી તે શેનો નકશો છે તે આપણે જાણી શકતા નથી. માત્ર તેનો આકાર એટલે લંબાઈ અને પહોળાઈજ જાણી શકીએ છીએ. નકશા સપાટ સપાટી ઉપરજ દોરવામાં આવે છે. પેટી, ઘર, ગામ કે ગામડાના આકારને આપણે પ્લેન કહીએ છીએ. પણ દેશ કે મુલકના નમુના–આકારને પ્લેન કહેવામાં આવતો નથી. તેને નકશો કહે છે.

પ્લેનથી કે નકશાથી વસ્તુ કે જમીનનો આકાર બતાવાય છે. અને તે જમીનના માપ પ્રમાણેજ હોય છે. પણ તેથી વસ્તુ કે જમીનના પૂરેપૂરા કદનો પ્લેન કે નકશો બનાવી શકાતો નથી.

કેમકે તેમ કરવાને તેવડું મોટું પાટીયું કે કાગળ મળી શકાતો નથી. માટે મોટી વસ્તુ કે જમીનનો નકશો તેના કદ કરતાં જેટલો નાનો કરીએ તેટલો થઈ શકે છે. પૈસા કે ખડીયાના વ્યાસનો ગોળ દોરવાથી પૈસા કે ખડીયાનો આકાર બને છે, પણ નિશાળ કે રમવાની જગ્યાનો નમુનો ખરેખરી જગ્યા કરતાં નાનોજ હોયછે. એવા નમુના માપ (સ્કેલ)થી દોરવામાં આવે છે. જેમકે ૨૦ ફીટને બદલે એક ઇંચની લીટી દોરી શકાય. પણ તેથી ઓછું વત્તું માપ રાખવું હોય તો પણ રાખી શકાય. જેમ જગ્યા મોટી તેમ તેનું ઓછું માપ રાખવું પડે છે. ઉપરના ઓરડાના નકશામાં ૨૦ ફીટને માટે એક ઈંચનું માપ રાખેલું છે. કોઇ ગામ, દેશ, કે ખંડનો આકાર કાઢવામાં વાર કે ફીટને બદલે ઈંચનું માપ લેવાય નહીં. તેમાં તો અમુક માઇલને બદલે એક ઇંચ લેવો પડે છે. નકશો એ પૃથ્વી કે તેના કોઈ ભાગનો નમુનો છે.

## નિશાળનો પ્લેન-નકશો.



પહેલા પ્લેનમાં એક ઓરડો ને તેની ઓશરીનો આકાર

કાઢેલો છે. તેમાં ૨૦ ફીટ લંબાઇને માટે એક ઇંચનું માપ રાખેલું છે. આજે આપણે નિશાળનો નકશો કરીએ, તો તેથી તેનો બરાબર આકાર તમને સમજાશે. મથાળાના આકારમાં જુઓ તેમાં ત્રણ ઓરડા, પાછળ ત્રણ ઓરડીઓ, આગળ ઓશરી અને રમવાની છૂટ જગ્યા છે.

કોઈ જગ્યાનો નકશો માપ વિના થઇ શકે નહીં. માટે આપણે માપ લઇને કામ કરીએ. પ્રથમ વચ્ચેના ઓરડાની લંબાઈની ભીંત માપો. ધારો કે તે ૨૪ ફીટ થઈ. તેને બદલે આપણે અરધા ઇંચની લીટી દોરો. એટલું યાદ રાખજો કે. આ નકશામાં હવે સઘળું માપ ૨૪ ફીટે અરધા ઇંચનુંજ લેવું. હવે તેની પહોળાઈની દિવાલ માપો, અને તેની પણ યોગ્ય લંબાઇની લીટી દોરો. લંબાઈને પહોળાઈની લીટીઓ એક જગ્યાએ મળીને ખુણો થવો જોઇએ. અને તેનો આકાર ઓરડાના ખુણા જેવોજ થવો જોઇએ. હવે તે બંને દીવાલોની સામેની દીવાલો માપો, અને તેને બદલે જેવડી લીટીયો દોરવી ઘટે તેવડી દોરો, આ નકશો તમારી નિશાળના એક ઓરડાનો આકાર બતાવશે. એજ પ્રમાણે તમારા ઓરડાની પડખેના ઓરડા, પાછળની ઓરડીઓ, ઓશરી અને રમવાની જગ્યાની દીવાલો માપી માપીને ૨૪ ફીટને બદલે અડધા ઇંચને માપે તમારા ઓરડાની આજુ બાજુ ચીતરો, તેમાં કેટલીક ભીંતો તો એકની એકજ આવશે. તેથી તે માપવાની જરૂર પડશે નહીં. હવે તમારો નકશો તમે ઉપરના નકશા સાથે સરખાવો તો બરાબર થશે, કેમકે આપણે તેજ માપથી આ નકશો કરેલો છે, પહેલો નકશો ૨૦ ફીટે એક ઈંચને માપે કર્યો છે, અને આ નકશો ૨૪ ફીટે અરધા

ઇંચને માપે કર્યો છે. તેમ જેમ જગ્યા મોટી ને નકશો નાનો તેમ ઓછું ઓછું માપ લેવું પડે છે. માટે **આકાર—નકશાની મોટાઇ ઉપર જગ્યા કે દેશની મોટાઇનો મુકાબલો થાય નહીં. પણ જે માપથી નકશો કાઢયો હોય, તે માપ ઉપર નાના મોટા નો આધાર રહે છે.** આવા દરેક નકશાની નીચે એક લીટી દોરી તેમાં એક ઇંચમાં જેટલા ફીટ, યાર્ડ, કે માઇલનું માપ રાખી નકશો કર્યો હોય, તે બતાવેલું હોય છે, તેને નકશાનો **સ્કેલ** કહે છે, તે પરથી હરકોઇ માણસ તે નકશાનું માપ સમજી શકે છે.

## નકશો કાઢવાના નિયમ.

૧ પ્રથમ હદની લીટીઓ માપીને, અમુક માપે કાગળ કે સ્લેટમાં દોરવી
૨ તેમાં જેટલે અંતરે બારી બારણાં હોય તે બરાબર રાખવાં,
૩ પછી તેના સંબંધના ભાગો સંબંવાળી લીટીયો વધારીને ચીતરવા,
૪ તેની અંદરનાં સ્થળો પણ માપ પ્રમાણે જયાં હોય ત્યાં મૂકવાં
૫ એ બધું કામ માપ અને દિશાના પ્રમાણમાં કરવું.

## પૃથ્વીનો નકશો.



પશ્ચિમ ગોળાર્ધ પૂર્વ ગોળાર્ધ

આપણે પૃથ્વીનો નકશો જોઇએ છીએ ત્યારે તેમાં બે ગોળ

ચિતરેલા જોવામાં આવે છે. ત્યારે ધારવું કે પૃથ્વીના ગોળાને બન્ને ધ્રુવમાં થઇને કપાય તેવી રીતે બે ભાગમાં કાપી કાઢેલો છે, અને તેમ કરતાં બે અર્ધા ગોળા થાય, તે પાસે પાસે ચપટા મૂકી દીધા છે. આપણે એક લીંબુ લઇને તેના બે સરખા ભાગ પાડી કાગળ ઉપર ઉંધા મૂકીશું તો પૃથ્વીના આ બન્ને ગોળનો ખરેખરો આકાર સમજાશે. એ પ્રમાણે પૃથ્વીના બે અરધા ગોળનો કાગળ ઉપર નમુનો પાડવાથી પૃથ્વીનો નકશો થઇ રહે છે, તેમાંના પૂર્વ તરફના અરધા ગોળને **પૂર્વ ગોળાર્ધ**, અને પશ્ચિમ તરફના અરધા ગોળને **પશ્ચિમ ગોળાર્ધ** કહે છે. પૃથ્વીના પૂર્વ ગોળાર્ધમાં એશિયા, યુરોપ, આફ્રિકા, અને આસ્ટ્રેલિયા, ખંડો આવેલા છે. અને પશ્ચિમ ગોળાર્ધમાં અમેરીકા ખંડ આવ્યો છે, એજ પ્રમાણે દરેક ખંડના કે ખંડની અંદરના દેશોના નકશા પણ કાઢવામાં આવે છે. તમે ગુજરાત, મુંબઇ ઇલાકો, હિંદુસ્તાન વગેરેના નકશા જુઓછો, તે એશિયા ખંડના નાના ભાગો બતાવનાર દેશોનાજ નકશા છે. એ નકશા જુદા જુદા માપથી કાઢેલા છે, એટલે તેમનાં કદ સરખાં લાગે છે. પણ તે દેશો સરખા કદના નથી, પણ ગુજરાત જેવા પાંચ દેશ મળીને મુંબઇ ઇલાકો થાય છે, અને મુંબઇ ઇલાકા જેવા ૧૪ પ્રાંતો મળીને હીંદુસ્તાન થાય છે, મતલબ કે નકશાની લંબાઇ પહોળાઇ ઉપર દેશની લંબાઈ પહોળાઈ ગણાય નહીં, પણ જે માપથી તે નકશા કરેલા હોય તે ઉપર ગણાય છે,

## નકશાની દિશા.

નકશા કે પ્લેન કેમ કરે છે તે વાત તમારા જાણવામાં આવી. તેમાં જેમ માપ સાચવવામાં આવે છે, તેમ દિશા પણ સાચવવાની

જરૂર છે, અંગ્રેજી રીત પ્રમાણે જમીન માપવામાં પહેલાં ઉત્તર નક્કી કરવામાં આવે છે, અને તે ઉપરથી નકશા તૈયાર કરે છે, તેથી કોઈ જમીનનો પ્લેન કે નકશો કરવો હોય, ત્યારે તેની ઉત્તર દિશા કાગળના મથાળાના ભાગમાં રાખવામાં આવે છે. તમે કોઇ પણ નકશો જોશો, તો તેની ઉત્તર દિશા ઉપરના ભાગમાંજ રહે છે. માટે આપણે નકશાની દિશા જાણવી હોય, તો **નકશા સામે મોં કરી ઉભા રહેવું, એટલે ઉપરનો ભાગ તે ઉત્તર દિશા, નીચેનો ભાગ તે દક્ષિણ દિશા, જમણા હાથ તરફનો ભાગ** પૂર્વ, **દિશા, અને ડાબા હાથ તરફનો ભાગ પશ્ચિમ દિશા,** કહેવાય. એ પ્રમાણે ચાર દિશા જાણવામાં આવે, એટલે ખુણા જાણવાની રીત તો તમે શીખી ગયા તેજ છે.

જમીનની દિશા જાણવાની અને તેના નકશાની દિશા જાણવાની રીતમાં ફેર છે, પણ ખરી રીતે તે બનેની દિશાઓ તો એકજ છે. એ નક્કી કરવું હોય તો, નકશાની ઉત્તર દિશા જમીનની ઉત્તર દિશામાં આવે તેમ નકશાને જમીન ઉપર પાથરો, એટલે નકશાની બાકીની દિશાઓ જમીનની બાકીની દિશાઓ સાથે મળી રહેશે. તે પરથી બંનેની દિશાઓ એકજ છે એમ ખાત્રી થશે. વળી જમીનની દિશા ઉપરથીજ નકશાની દિશા રાખવામાં આવે છે, તે વાત તમે પ્રથમજ શીખી ગયા છો.

## સ્કેલ (માપ) ઉપરથી અંતર જાણવાનું.

ગામની અંદરની જગ્યાનું અંતર ફીટ કે વારથી આપીએ છીએ. પણ આપણે એક ગામથી બીજે ગામ જઇએ, કે પરદેશ

જઇએ, ત્યારે તેનું અંતર ફૂટ કે વારથી ગણી શકાતું નથી. એ અંતર આપણી દેશી રીત પ્રમાણે ગાઉથી, અને અંગ્રેજી રીત પ્રમાણે માઇલથી ગણવામાં આવે છે. ૫૨૮૦ ફીટ, ૨૬૪૦ ગજ, કે ૧૭૬૦ વાર ભરીએ તો એક માઇલ થાય છે. એવા બે માઇલ જેટલા અંતરને પાકો ગાઉ કહે છે. આપણા ગામથી જે ગામ પાંચ ગાઉ હોય, તે ૧૦ માઇલ છે એમ કહેવાય. ગાઉનું માપ સઘળા દેશોમાં એક સરખું નથી, પણ માઇલનું માપ બધે એકજ સરખું છે. તેથી જમીનના બધા નકશા માઇલના માપ ઉપરથીજ કરેલા હોય છે. હવે આપણે નકશા ઉપરથી એક ગામથી બીજું કામ કેટલે છેટે છે, તે જાણવું હોય, તો તેના સ્કેલ ઉપરથી જાણી શકીએ છીએ. જુઓ આપણે ગુજરાતના નકશાનો સ્કેલ તપાસીએ તેમાં ૨૦ માઇલના અંતરને માટે એક ઇંચ રાખેલો છે. હવે રાજકોટથી અમદાવાદનું કેટલું અંતર છે તે જાણવું હોય, તો રાજકોટના મીંડાથી અમદાવાદના મીંડા સુધી દોરી ભરી, પછી તે સ્કેલ ઉપર માપી. તો ૫$\frac{7}{8}$ ઇંચ થઈ. હવે એક ઇંચે ૨૦ માઇલ ગણવાના છે. તેથી ૫$\frac{7}{8}$×૨૦=૧૧૭॥ માઇલનું રાજકોટથી અમદાવાદનું સીધું અંતર થયું* તેમજ અમદાવાદથી સુરતનું, કે વડોદરાથી ભૂજનું અંતર કેટલું છે. તે પણ શોધી શકાય.

## પાણી અને જમીન.

પૃથ્વીની સપાટી લગભગ ૨૦ લાખ ચોરસ માઇલની છે. તેના

---

* નકશામાં સ્કેલ ઉપરથી માપેલું અંતર, પગ રસ્તા કે રેલવેના રસ્તાના અંતર કરતાં ઓછુંજ હોય. કેમકે સ્કેલનું માપ સીધું ગણાય છે, અને ચાલવાના માર્ગો ઘણા વાંકા ચૂંકા હોય છે.

કુદરતથીજ બે ભાગ પડેલા છે. એક કોરી જમીનનો ભાગ અને બીજો પાણીનો ભાગ. આખી સપાટીના ચાર ભાગ પાડીએ તો તેના એક ભાગમાં કોરી જમીન, અને ત્રણ ભાગમાં ખારૂં પાણી ભરેલું છે. મતલબ કે પૃથ્વી ઉપર જમીન કરતાં પાણી ત્રણ ગણી જગ્યા રોકે છે

**કોરી જમીનના ભાગો:**—માણસોએ ઓળખાણ માટે જમીનના પાંચ મોટા ભાગ પાડયા છે, તેને **ખંડ** કહે છે. આપણો હિંદ દેશ જે ખંડમાં છે તેને **એશિયા** ખંડ કહે છે. આપણા ઉપર અંગ્રેજ સરકાર રાજ્ય કરે છે, તેમનો દેશ ગ્રેટબ્રિટન જે ખંડમાં છે, તેને **યુરોપ ખંડ** કહે છે. યુરોપખંડમાંથી સંચા, કાપડ, ઘડીઆળો વગેરે અનેક તરેહનો માલ આપણા દેશમાં આવે છે. કાળા રંગના સીદી લોકો જે ખંડમાં રહે છે, તેને **આફ્રિકા** ખંડ કહે છે. આપણા લોકો ત્યાં વેપાર માટે જાય છે, અને સોનું, હાથીદાંત, હીરા, રબર, વગેરે કીમત્તી વસ્તુનો વેપાર કરી ઘણા પૈસા કમાય છે. કોલંબસ નામનો એક મોટો વહાણવટી થઈ ગયો. તે સ્પેનના રાજા તરફથી હિંદુસ્તાન શોધવા નીકળ્યો હતો. પણ તેનાં વહાણ અવળે રસ્તે ચડી જવાથી હિંદુસ્તાનને બદલે તેણે એક નવો મુલક ઈ. સ. ૧૪૯૨ માં શોધી કાઢયો, તેને નવી ભૂમિ કે **અમેરીકા** ખંડ કહે છે. અહીંથી પણ સોનું, રૂપું, આપણા દેશમાં ઘણું આવે છે. પાંચમો ખંડ **આસ્ટ્રેલિયા** નામે મોટો બેટ છે. ત્યાં ઢગલે ઢગલા સોનું નીકળે છે. અને તેની આસપાસના મસાલાના બેટોમાંથી તજ, લવંગ, જાયફળ. વગેરે તેજાના આપણા દેશમાં આવે છે. અમેરિકા ખંડ પશ્ચિમ ગોળાર્ધમાં છે, અને બાકીના ચાર ખંડ પૂર્વગોળાર્ધમાં આવેલા છે.

ખંડો એ જમીનના મોટા ભાગો છે. પણ તે ખંડના ભાગ પાડીએ તેને **દેશ** કહે છે. દેશના નાના નાના ભાગો પાડીએ તેને **ઇલાકા** કહે છે. ઇલાકાના વધારે નાના ભાગો પાડીએ તેને **પ્રાંત** કહે છે, અને પ્રાંતના ભાગોને **જીલ્લા** કે **પરગણાં** કહે છે. એટલે ઘણાં ગામોને શહેર મળીને એક પરગણું થાય, ઘણાં પરગણાં મળીને એક પ્રાંત થાય, ઘણા પ્રાંત મળીને ઇલાકો થાય, ઘણા ઇલાકા મળીને દેશ થાય, ઘણા દેશો મળીને ખંડ થાય, અને એવા પાંચ ખંડ મળીને પૃથ્વી થાય છે. આપણો ગુજરાત એ મુંબઈ ઇલાકાનો એક પ્રાંત છે. મુંબઈ ઈલાકો એ હિંદુસ્તાનનો એક ઇલાકો છે અને હિંદુસ્તાન એ એશિયા ખંડનો એક દેશ છે.

**પાણીના ભાગો:**—ઉપર કહ્યું તેમ પૃથ્વીનો પોણો ભાગ પાણીએ રોકેલો છે. એ પાણી ખારૂં છે. કેમકે તેમાં જમીનની અંદરના ક્ષાર ઓગળી ગએલા હોય છે. માણસોએ એ પાણીના પણ પાંચ મોટા ભાગ પાડેલા છે. તેમને **મહાસાગર** કહે છે. પૃથ્વીની ઉત્તરમાં **ઉત્તર મહાસાગર** છે, અને દક્ષિણમાં **દક્ષિણ મહાસાગર** છે. આ ભાગમાં વરસનો ઘણો ભાગ ટાઢને લીધે બરફ જામેલું રહે છે. હિંદુસ્તાનની દક્ષિણે અને આફ્રિકાની પશ્ચિમે **હિંદી મહાસાગર** છે. યુરોપ, આફ્રિકા, અને અમેરિકાની વચ્ચે **આટલાંટિક મહાસાગર** છે. તે બધા મહાસાગરો કરતાં વધારે ઉંડો છે. એશિયા અને અમેરિકાની વચ્ચે પાસિફિક મહાસાગર છે. તે સૌથી મોટો છે અને તેમાં આસ્ટ્રેલિયા તથા બીજા ઘણા બેટ આવેલા છે. એવી ગણતરી થઈ છે, કે પર્વતોની વધારેમાં વધારે ઊંચાઈ જેટલી સાગરની વધારેમાં વધારે ઊંડાઈ હોય છે. મહાસાગરના નાના ભાગોને **સાગર, સમુદ્ર,** કે **દરિયો** કહે છે. એ પ્રમાણે જમીનના પાંચ

મોટા ખંડ, અને પાણીના પાંચ મોટા મહાસાગર ઠરાવેલા છે.

**પાણીથી થએલા જમીનના ભાગ**—ઉપર ગણાવેલા જમીનના ભાગો ઉપરાંત પાણીના સંબંધે જમીનના કેટલાક ભાગ કુદરતથી પડેલા છે. ૧ જે જમીનના કટકાની ચારે બાજુએ પાણી હોય છે તેને **બેટ** કહે છે. મુંબઇ, દીવ, સંખોદ્ધાર એ બેટ છે. પાણીને લીધે તે ભાગો જમીનથી છુટા પડી ગયા હોય છે. વખતે નદીઓમાં પણ બેટ બને છે. નર્મદામાં ધંતુરીયા ને કાસવા બેટ છે, તે તમે જોયા હશે. ૨ જે દેશની ત્રણ બાજુએ પાણી હોય અને એક બાજુએ તે બીજી જમીન સાથે જોડાએલ હોય, તો તેને **દ્વીપકલ્પ** કહે છે. કાઠિઆવાડ અને કચ્છ તેવા દ્વીપકલ્પ છે. ૩ દ્વીપકલ્પ મુખ્ય જમીનની સાથે સાંકડી જમીનથી જોડાયો હોય તેને, અને જમીનના બે મોટા ભાગોને જમીનનો નાનો ભાગ જોડતો હોય તેને, **સંયોગીભૂમિ** કહે છે. કાઠિઆવાડને ગુજરાત સાથે જોડનારી પાટડીથી નળ સુધીની જમીન સંયોગીભૂમિ કહેવાય. ૪ જમીન અને દરિયાની હદ બતાવનારી જમીન, જેમાં સમુદ્રનાં મોજાં અથડાય છે. તેને **કાંઠો** કહે છે, અને તે કાંઠાની આસપાસની જમીનને **કંઠાળ** કહે છે. કાંઠા ઉપર આવેલાં શહેરોમાં વહાણો તથા આગબોટો આવતાં હોય તો તેને **બંદર** કહે છે. બંદરના લોકો સાહસિક વેપારી, અને પૈસાદાર હોય છે. ૫ કિનારાની જમીનમાં મોજાં અથડાવાથી પોચી જમીનને ખોદી નાંખે છે. તેથી કિનારો વાંકો ચૂકો બની જાય છે. એમ થવાથી જમીનના અણીવાળા ભાગો સમુદ્રમાં રહી જાય છે તેને **ભૂશિર** કહે છે.

**જમીનના સંબંધથી થએલા પાણીના ભાગો**:—૧ મહાસાગરના કિનારા સામસામા આવવાથી વચેનો કેટલોક ભાગ જૂદો

દેખાય છે તેને **સમુદ્ર** કહે છે. હિંદુસ્તાન અને અરબસ્તાન વચ્ચે આવેલા, હિંદી મહાસાગરના ભાગને આરબી સમુદ્ર કહે છે. ૨ એવા એકજ અથવા બે સમુદ્રના કિનારા પાસે પાસે આવી જાય, ત્યારે પાણીની સાંકડી પટી બને છે, તેને **સામુદ્રધુની** કહે છે. મુંબઈ અને દીવની કિનારા વચ્ચેની ખાડીઓ સામુદ્રધુની કહેવાય. ૩ જ્યારે જમીનનો અણીવાળો ભાગ સમુદ્રમાં જાય ત્યારે, સમુદ્રનો અણીવાળો ભાગ ઘણું કરીને જમીનમાં પેસે છે. તેને **અખાત** કહે છે. એવા અખાતનું મોં પહોળું હોય, તો તેને **ઉપસાગર** કહે છે. કચ્છ અને ખંભાતના અખાત કહેવાય છે. ૪ નાનો અને સાંકડો અખાત હોય તેને **ખાડી** કહે છે. તેમાં વહાણો સલામત રહી શકે છે. કારવાર, કરાંચી, જાફરાબાદ અને દીવની ખાડીઓ કહેવાય છે. ૫ નદી જ્યાં દરિયાને મળતી હોય, ત્યાં કિનારો કાપી ખાડી બનાવે છે. જેમાં સદ્રમુનું પાણી ધસી આવે છે. તેવા ભાગને **બારૂં** કહે છે.

એ અખાત, ખાડી, બારાં વેપારના કામને બહુ મદદ કરનારાં છે. કેમકે તેમાં વહાણોની આવજા થવાથી વેપાર વધે છે. આપણે ઉપર ખારા પાણીના ભાગોનાં નામ ગણાવ્યાં. પણ મીઠાં પાણીના ભાગોને વાવ, કૂવા, નદી તળાવ કે સરોવર કહે છે. તે પણ જાણવું જોઇએ.

## કોરી જમીનનાં અંગો.

આપણે ગામ બહાર ફરવા જઇશું, તો બધી જમીન સરખી સપાટ જોવામાં આવતી નથી. કેટલીક સપાટ, અને કેટલીક ઉંચી નીચી જોવામાં આવે છે. એ પ્રમાણે પૃથ્વીની સપાટી સઘળે ઠેકાણે સરખી નથી. કોઇ ભાગમાં ઘણા ગાઉ સુધી ચાલ્યા જઇએ નેટલી જમીન સરખીને સપાટ હોય છે. તેને **મેદાન** અથવા **સપાટ** પ્ર-

દેશ કહે છે. ગુજરાત, ભાલ, અને સીંધનો નીચલો પ્રદેશ સપાટ છે. કેટલીક જમીન સપાટ હોય, પણ તેમાં રેતીજ ભરેલી હોય. તેને **રણ કે રેતીનાં મેદાન** કહે છે. થરપારકર, અને કચ્છનું રણ એ તેવાં મેદાન છે. જેસલમીર, અરબસ્તાન, અને આફ્રિકાનાં રેતીનાં મેદાનો ઘણાં મોટાં છે. તેમાં વરસાદ ઘણો થોડો પડે છે અને પાણીનું તો નામ જ નહીં. કોઇ જગ્યાએ કૂવા હોય, તો તે ઘણા ઉંડા હોય છે.

કેટલાક ભાગોમાં ડુંગરો અને પર્વતો હોય છે તેને **ડુંગરી પ્રદેશ** કે **પહાડી** મુલક કહે છે. કાઠિઆવાડ, ઘાટનો મુલક, અને મેવાસ એ પહાડી મુલક છે. કોઈ જમીન આસપાસની જમીન કરતાં ઊંચી વધી ગઈ હોય તેને, અને મોટા પર્વતોનાં મથાળાંપર સપાટ પ્રદેશ હોય, કે જેમાં માણસો વસે છે તેને **ઊંચ** પ્રદેશ કહે છે. કોઈ દેશ મોટા બે પર્વતોની હારો વચ્ચે આવેલો હોય તેને **ખીણનો** મુલક કહે છે. જ્યાં નદીઓ ફેલાઈ જતી હોય તેને **નીચો** પ્રદેશ અને નદીની આસપાસના મુલકને તે **નદીનો પ્રદેશ** કહે છે.

એ પ્રમાણે પૃથ્વીની સપાટી ઉપર, મેદાન, ડુંગરો, પર્વતો, રેતીનાં રણ મોટાં ઝાડોથી ભરપૂર જંગલો, સૂકી કે રસાળ ખીણો હોયછે.

---

# પર્વતો.



જમીનના ઉંચા વધી ગએલા ભાગને ડુંગર કહે છે. કેટલીક જગ્યાએ ડુંગરો અને ટેકરીઓ હારબંધ એક બીજાને જોડાઈ ગયાં હોય તેને ધાર કહે છે. કચ્છને કાઠિઆવાડમાં તેવી ઘણી ધારો છે. ઘણા ઉંચા ડુંગરો હારબંધ જોડાઈ ગયા હોય તેને પર્વત કહે છે. સહ્યાદ્રિ, સાતપુડા, અને ગીરનાર એ પર્વતો કહેવાય છે. જેમ માણસના શરીર ઉપર ફોલ્લા ઉઠે છે, તેમ એ ડુંગરો અને પર્વતો પૃથ્વીના પૃષ્ટ ઉપર ઉપસી આવેલા છે, અને સમુદ્રની સપાટીથી હજારો ફીટ ઊંચા વધી ગયા છે. આ પર્વતોમાંના કેટલાક ઝાડ પાણી વિનાના સુકા હોય છે. પણ કેટલાક તો લીલીછમ ઝાડીથી ભરપૂર હોય છે. તેમાંથી નિર્મળ પાણીનાં ઝરણાં ખળખળ કરતાં વહે છે. ને સિંહ, વાઘ, વરૂ, રીંછ, હાથી વગેરે જંગલી પ્રાણીઓ તેમાં આનંદથી રહે છે. ચોટીલાના ડુંગરો, અને સહ્યાદ્રિ કે ગીરનારના પર્વતો જેણે જોયા હશે તેને તેની ખાત્રી થશે.

આપણે કોઇ પર્વત ઉપર ચડવા જઇએ તો પ્રથમ તેના ઢા-

ળમાં ચાલવું પડે છે. પછી પર્વતના **મૂળ** પાસે અવાય છે. પર્વતના તે ભાગને **તળેટી** કહે છે. જેમ પાયા ઉપર ઘર ઉભું રહે છે, તેમ તળેટી ઉપર પર્વત ઉભો હોય છે. તળેટીથી પર્વત ઉપર ચડવાનું શરૂ થાય છે. તે ચઢાણનો **ઢાળ** સીધો અને ઉંચો હોવાથી ચડવું ઘણું કઠણ પડે છે. પર્વતના છેક ઉપરના ભાગને **શિખર** કહે છે. શિખર ઉપરથી તળેટી તરફ નજર કરીએ તો. ચારે તરફ મોટા ઢાળ દેખાય છે, તે ઢાળને પર્વતની **બાજુઓ** કહે છે. ઉંચા પર્વતો ઉપર ઉનાળામાં બહુ આનંદ રહે છે, કેમકે તેનાપર પવનનું દબાણ ઓછું હોવાથી ઠંડો પવન વાયછે, અને લીલીછમ ઝાડી જોઇને આંખને ઠંડક મળે છે. હિંદુ લોકોએ ગીરનાર, આબુ, દાંતા, અને શેત્રુંજાના પર્વત ઉપર દેરાંઓ બાંધેલાં છે તેનું કારણ પણ એજ છે.

**પર્વતની હારો અને ખીણો**—ઘણા પર્વતો એક બીજાની સમાન્તર હારબંધ પડેલા હોય છે. તે હારોની વચ્ચે જે જમીન આવે તેને **ખીણ** કહે છે. ખીણ બે પ્રકારની હોય છે. કેટલીક ઘણી સાંકડી અને કેટલીક ઘણી મોટી હોય છે. ખીણની જમીન ઘણી રસાળ હોય છે, કેમકે વરસાદને લીધે પર્વત ઉપરની માટી પાણીના જોરથી ઘસડાઇને ખીણોમાં પૂરાય છે. વળી મોટી ખીણોમાં નદીઓ ફેલાવાથી પણ ઉંચાણમાંની માટી ઘસડાઈ આવે છે. વળી પર્વતોમાંથી પાણીનાં ઘણાં ઝરણો ખીણોમાં વહે છે. તેથી વનસ્પતિ ઘણી થાય છે. સાંકડી ખીણોમાં જંગલી માણસો, અને જંગલી પશુઓ રહે છે. પણ પહોળી ખીણોમાં મોટાં શહેરો અને ગામો વસે છે. અને ખેતી ઘણી સારી થાય છે. ગીરનાર, સાતપુડા, વિંધ્યા અને સહ્યાદ્રિની ખીણો એવા પ્રકારની છે. પહોળી ખીણોમાં

રહેનારાં માણુસો શરીરે મજબુત, ને નિરોગી હોય છે. પર્વતરૂપી ભીંતોથી તેનું રક્ષણ થાય છે, તેથી ઘણી ટાઢ કે ઘણો તાપ લાગતો નથી. સપાટ મેદાનમાં વસવા કરતાં આવા ભાગમાં વસવાથી બહુ આનંદ આવે છે.




## પર્વતની ઉંચાઇનું માપ.

લોકો પર્વતની ઉંચાઇનું અનુમાન તેના ઢોળાવ ઉપરથી કરે છે. એટલે ચઢવામાં કેટલું અંતર થાય છે તે ગણે છે. પણ તે ખોટું છે. કેમકે કોઇ પર્વતના ઢાળ ઘણા લાંબા અને કોઇના સીધા ને ટુંકા હોય છે. તેથી પર્વતની સીધી લંબરૂપે ઊંચાઇ હોય તેજ ખરી ઉંચાઇ ગણાય. લોકો ગીરનારની ઉંચાઈ સાત ગાઉ ગણે છે. પણ ખરેખરી લંબ ઉંચાઇ ૩૫૦૦ ફીટ એટલે ાાા માઇલ પણ પૂરી નથી. પર્વતની ઉંચાઇ સમુદ્રની સપાટીથી મપાય છે, કેમકે જમીનની સપાટી સરખી નથી. અને પાણીની સપાટી બધે સરખીજ હોય છે.

## પર્વતોનો ઉપયોગ.

પરમેશ્વરે જે જે વસ્તુઓ બનાવી છે તે પ્રાણીઓના સુખને માટે છે. પર્વતો પણ આપણને બહુ ઉપયોગી છે. ૧ જે દેશમાં ઘણા પર્વતો હોય ત્યાં વરસાદ ઘણો પડે છે. કેમકે પહાડ વરાળને ખેંચે છે અને વાદળાંને અટકાવે છે, તેથી તેની આસપાસ ભીનાશ

વાળું ઠંડું વાતાવરણ એકઠું થાય છે. ૨ પર્વત ઉપર પડતા વરસાદનું પાણી તેના ઢાળ ઉપર થઇને નીચે આવે ત્યારે પર્વતની માટી ખોદીને નીચે લાવે છે. તથા નદીઓને રસ્તે તે માટી જમીનપર ફેલાય છે તેથી પાક તથા વનસ્પતિને માટે કસવાળી જમીન વધે છે. ૩ પર્વતના પોલાણમાં રહેલું પાણી ઝરણાં રૂપે બહાર નીકળે છે; અને તેની મોટી નદીઓ તથા સરોવર બની ઘણા દેશોને મીઠું પાણી પુરૂં પાડે છે. ૪ પર્વતના મથાળાપર હવાનું દબાણ ઓછું હોય છે, તેથી ઘણા ઊંચા પર્વતોપર વરાળનું બરફ જામે છે. તે ઢોળાવપરથી ધીમે ધીમે લપશીને તળેટીમાં આવે છે; તેનું તળેટીની ગરમીથી પાણી બને છે, તેથી મોટી નદીઓમાં વગર વરસાદે પુર આવે છે, અને ઉનાળું પાક સારો થાય છે. ૫ સોનું રૂપું વગેરે કીમતી ધાતુઓ જમીનમાં ઘણે ઉંડે રહેલી છે, તેને પર્વતો ઉપર લાવે છે; તેથી ધાતુઓ, ચાક, સ્લેટના અને ચૂનાના પથ્થર આપણને મળી શકે છે. ૬ ખીણોમાં મોટાં ઝાડો થાય છે તેનાં લાકડાં ઇમારતી કામમાં આવે છે. ઓસડના કામની વનસ્પત્તિ, અને ઢોરને માટે ઘાસ તેમાં પુષ્કળ થાય છે. ૭ દેશના રક્ષણ માટે રાજાઓ તેનાપર કિલ્લા બાંધે છે. ૮ જે દેશની ઉત્તર અને પૂર્વ તરફ પર્વત આવ્યા હોય તે દેશનું ઉત્તરમાંથી વાતા ઠંડા પવનથી તે પડદારૂપે રક્ષણ કરે છે. ગુજરાતને ઉત્તર તથા પૂર્વમાં પર્વત હોવાથી તે બીજા દેશ કરતાં ગરમ છે. ૯ એથી ઉલટું જે દેશની દક્ષિણ અને પશ્ચિમ દિશાએ પર્વતો હોય તે દેશ વધારે ઠંડો હોય છે; કેમકે દક્ષિણનો ગરમ પવન તેમાં આવી શકતો નથી અને ઉત્તરનો ઠંડો પવન આગળ વધી નહીં શકતાં દેશમાંજ ફેલાય છે.

---

# ધરતીકંપ ને જ્વાળામુખી પર્વત.



ઘણી વખત પર્વત ઉપર દવ લાગેલો દેખાય છે, તે તે પરનું ઘાસ બળવાથી થાય છે. પણ કોઇ વખત મોટા ધડાકા સાથે પર્વતનું શિખર ફાટે છે ને તેમાંથી અગ્નિના ભડકા, ધુમાડો ને બળતા પથ્થર નીકળે છે. આવા પર્વતો ઘણું કરી શંકુ આકારના હોય છે, ને તે લાવાના બનેલા હોય છે.

જેમ સોનું, રૂપું, બીજી ધાતુ, હીરા, માણેક, વગેરે કીમતી વસ્તુઓ જમીનમાં દટાએલી છે, તેમ ગંધક, સુરોખાર, મીણુસાર, પોટાશ વગેરે સળગી ઉઠે તેવા નાશકારક ક્ષારો પણ તેમાં દટાએલા છે. તેમજ પૃથ્વીના મધ્ય ભાગમાં ધગધગતો રસ જેને **લાવા** કહે છે, તે પણ ભરેલો છે; અને તેમાં ધાતુ, ક્ષાર, ધુળ અને પથ્થરો ઓગળી ગએલા હોય છે.

ઘણી વખત જમીનની અંદરનાં પાણીનાં વહનો આ રસની નજીક આવી જાય છે, ત્યારે પાણી ગરમ થઇ તેની વરાળ બને છે. પાણી કરતાં વરાળને રહેવાને વધારે જગ્યા જોઇએ છીએ, તેથી તે

બહાર નીકળવાનો પ્રયત્ન કરે છે, તે સાથે પેલો ધગધગતો રસ પણ જેમ દૂધપાક કે કઢી ઉભરાય છે તેમ ઉભરાય છે. એટલે મોટા ધડાકા સાથે જમીનને ઉચકી પર્વત બનાવે છે. નાના ધડાકાથી થોડી જમીન ઉપસે છે. પણ મોટા ધડાકાથી હજારો હાથ ઉંચા પર્વતો બની જાય છે; અને ધરતી કંપનું જોર ઘણુંજ વધારે હોય તો પર્વતનું શિખર ફાડી મોટું **ભગંદર** પાડે છે. તે રસ્તે પેલો બળતો રસ—લાવા બહાર ધસી આવે છે, અને જેમ ભોંકોઠી-માંથી દારૂ ઉડે છે તેમ બળતા પથ્થર, રાખ, ને ધુમાડો, પાણીની વરાળના જોરથી અધર ઉડી તેનો વરસાદ વરસે છે. તેને **જવાળા-મુખી પર્વત** કહે છે, અને ધડાકાથી પૃથ્વી ધ્રુજે છે તેને **ધરતી-કંપ** કહે છે. આબુ, સહ્યાદ્રિ, ગીરનાર અવગેરે સઘળા પર્વતો ધરતી કંપથીજ બનેલા છે. દાંતા પાસે આરાસુરના પર્વતમાં એક જવા-ળામુખી ટેકરી છે, તેમાંથી હજુ પણ વખતે બળતું અને ધુમાડો નીકળે છે. તમે દીવાળીના દિવસમાં પડીકાં પર પથ્થર મારી અવાજ કરેલા હશે; તે વસ્તુ મીણસાર ને પોટાશ મળવાથી થાય છે. જમીનની અંદર તે ક્ષારો એકઠા થાય ને કોઇ કારણથી સળગી ઉઠે, તો તેથી પણ ધરતીકંપ થાય છે.

**ધરતીકંપથી થતા ફેરફારઃ**—ધરતીકંપથી પૃથ્વીની સપાટી પર ઘણા ફેરફાર થાય છે. પૃથ્વીપર પર્વતો, અને સમુદ્રમાં બેટો બને છે. જમીન હોય ત્યાં દરિયો, ને દરિયો હોય ત્યાં જમીન થઇ જાય છે. પર્વત મટી ખીણો બને છે; અને મેદાનોમાં શટો પડી નદીના રસ્તા બદલી નાંખે છે. મોટાં શહેરનાં શહેર જમીનમાં ગરક થઇ જાય છે. તેના બળતા રસ તથા ધુમાડાથી દેશ બળીને ઉજડ થઈ જાય છે.

**ઉના પાણીના કુંડઃ**—ઉપર કહ્યું તેમ જમીનમાં સળગે

તેવા ઘણા પદાર્થ હોય છે. દીવાળીના દિવસમાં હાથમાં કાકડા લઇ રાળના ભડકા તમે કરેલા હશે. તે રાળ, અને ડામર સળગે તેવા પદાર્થ છે, તે જમીનમાં થાય છે. કોઇ પાણીના પ્રવાહ પાસે તેવા ગંધક, રાળ, ડામર વગેરે પદાર્થ સળગતા હોય તો તેથી પાણી ઉનું થાય છે. અને તે પ્રવાહનું પાણી જે કુંડમાં આવતું હોય તેને ઉના પાણીના કુંડ કહે છે. તુળશીસ્યામ, દેવકીઉનાઇ, લસુંદ્રા વગેરેના ઉના પાણીના કુંડ એમજ બનેલા છે.



## જંગલ અને નદી.

પાણીને ગરમી લાગવાથી વરાળ થાય છે; તેથી પૃથ્વી પરનાં સઘળાં પાણીની સુરજના તાપથી વરાળ થઇ ઉંચે ચડે છે. લોકો કહે છે કે કુવા, વાવ, તળાવ, નદી વગેરેનાં પાણી સુકાઇ ગયાં. પણ તે સુકાઇ જતાં નથી, પણ તેમની વરાળ થઇ અધર ચાલ્યાં જાય છે, ને પવનમાં મળી જાય છે. જ્યાં જ્યાં પવન છે, ત્યાં ત્યાં વરાળ પણ છે. પણ તે પાતળી હોવાથી આપણે દેખતા નથી. જ્યારે તે

ઠંડકને લીધે પવનથી જુદી પડે છે. ત્યારે વાદળાં રૂપે દેખાય છે. એ વાદળાંને વધારે ઠંડક લાગે ત્યારે તેનું પાણી થાય છે; અને વરસાદ રૂપે નીચે આવે છે, તેને વરસાદ કહે છે. પાણી, વરાળ, વાદળાં, વરસાદ, ધુમસ, અને બરફ એ પાણીનાં જુદાં જુદાં રૂપ છે.

છાપરાપર વરસાદ પડે તે, તેની બંને બાજુપર વહી જાય છે. તેમ પર્વત ઉપર વરસાદ પડે છે તે તેના ઢોળાવપર થઇને જમીન પર આવે છે અને ઢળતી જગ્યામાં પોતાનો રસ્તો કરે છે. વરસાદનાં મોટાં ઝાપટાં દરમીયાન તમે જોશો તો ગામની ઉંચી જગ્યાઓમાંથી ઘણાં ઝરણાં વહેવા માંડે છે, અને જ્યારે તે ઝરણાં ભેગાં થાય છે ત્યારે આગળ જતાં પાણીનો મોટો પ્રવાહ બને છે, તે જમીન ખોદીને પહોળો અને ઉંડો રસ્તો બનાવે છે. વરસાદનું પાણી એ પ્રમાણે કેટલુંક જમીન પર થઇને વહી જાય છે. ને કેટલુંક જમીનમાં ઉતરી જાય છે. તે પાણીનાં જમીનની અંદર ઝરણો બને છે; ને તે જમીનની અંદર વહ્યાં કરે છે. કુવાઓમાં સરવાણી આવે છે તે જમીનમાં વહેતાં ઝરણોજ છે.

પર્વતની સાંધોમાંથી એવાં ઘણાં ઝરણાં નીકળે છે, અને જેમ જેમ તેનું પાણી ઢળતી જગ્યામાં આગળ વધે છે, તેમ તેમ તેને બીજાં ઘણાં ઝરણાં આવીને મળે છે, એટલે તેના **વહેળા** બને છે. તે વહેળા આગળ વહેતાં, બીજા ઘણા વહેળા તેને મળે ત્યારે તેની પહોળી અને ઉંડી નદી બને છે. એ પ્રમાણે વહેતા પાણીનો મોટો રસ્તો બને તેને **નદી** કહે છે. નદી હમેશાં ઉંચાણમાંથી નીચાણમાં વહેછે. પર્વતના જે ભાગમાંથી નદી ઉત્પન્ન થાય છે. તે તેનું **મૂળ** કહેવાય છે, અને છેવટ તે જ્યાં સમુદ્રને મળે છે, તે તેનું **મુખ** કહેવાય છે. જે ઉચાણમાંથી નદી આવે છે તે તેનું **મથાળ** અને

જે તરફ જાય છે, તે તેનું **ઢળાણ** કહેવાય છે. નદીમાંથી રસ્તો ખોદીને ગામો કે ખેતરોમાં પાણી લઇ જવામાં આવે તે **કનાલ** કહેવાય છે. પાણીના વહેવાના જોરથી જમીન ખોદાઇને રસ્તો કરે ત્યારે એ કોર બને છે, તેને **કાંઠો** કે **તડ** કહે છે; અને એ કાંઠાની વચ્ચેના નદીના પટને **પટ કે તળીયું** કહે છે. તળીયાના જેટલા ભાગમાં પાણી વહેતું હોય તે **વ્હેન** કહેવાય છે. નદીના મુખ તરફ મોં રાખી ઉભા રહીએ તો ડાબા હાથ તરફનો ડાબો, અને જમણા હાથ તરફનો જમણો કાંઠો કહેવાયછે. રસ્તે ચાલતાં મુખ્ય નદીને બીજી ઘણી નદીઓ મળે છે, તે બધી નદીઓ મૂળ નદીની **શાખા** કહેવાય છે. સાબરમતીને મળનારી વાત્રક, અને હાથમતી નદીઓ તેની શાખા છે. એ શાખાનદીઓ જે જગ્યાએ મુખ્ય નદીને મળે તે જગ્યાને **સંગમ** કહે છે. મુખ્ય નદીમાં પુર આવે ત્યારે તેનું પાણી જેટલા ભાગમાં ફેલાતું હોય તે તે **નદીનો પ્રદેશ** કહેવાય છે. બીજી જમીન કરતાં નદીના પ્રદેશની જમીન ઘણી રસાળ હોય છે. નદીના રસ્તામાં જયાં ઢાળ વધારે હોય ત્યાં તેના પ્રવાહનું જોર ઘણું વધે છે. અને કોઇ વખત ડુંગરના ઉંચા ભાગમાંથી પાણીનો પ્રવાહ એકદમ સેંકડો ફુટ સીધો પડે છે; તેને **ધોધ** કહે છે. મુંબાઇઇલાકામાં ગેરસપાનો ધોધ જાણવા જેવો છે; તે ૭૨૦ ફીટ ઉંચેથી પડે છે. નદીઓ ત્રણ પ્રકારે બને છે.— ૧ વરસાદના પાણીથી જે નદીઓ બને છે તેનાં પાણી વરસાદ બંધ પડયા પછી સૂકાઇ જાય છે. ૨ પર્વત ઉપર બરફ જામેલું હોય તેનાં પાણીથી બનનારી નદીઓ, તથા ૩ પર્વતનાં ઝરણાંઓથી બનતી નદીઓમાં બારે માસ પાણી વહે છે.

નદીનો ઉપયોગ—લાભ–૧ નદીઓ પીવા તથા નાવા ધોવાનું

પાણી પુરૂં પાડે છે, તેથી વનસ્પતિ તથા પ્રાણી જીવે છે. ૨ નહેરો ખોદીને ખેતરોમાં પાણી લઇ જઇ અનાજ પકવાય છે. ૩ દુકાળના વખતમાં નદીઓનાં પાણીથી ખેતીનો પાક લઇ શકાય છે. ૪ નદીઓ દૂર દૂરથી માટી ઘસડી લાવી ખેતરોમાં પાથરે છે, તેથી જમીન રસાળ થાય છે. ૫ સમુદ્રને મળે છે ત્યાં બારાં બનાવે છે. તેમાં તથા નદીયોમાં વહાણો આવ જા કરવાથી વેપારને વધારે છે. મોટી નદીઓમાં તો આગબોટો પણ ચાલે છે તેથી ઘણો વેપાર વધે છે. ૬ સમુદ્રના કાંઠા પાસે ઘણી માટી એકઠી કરે છે તેથી ત્રીકોણુ પ્રદેશ (ડેલ્ટા) બને છે. ૭ એ પ્રમાણે ઘણાં વરસ ચાલતાં આખરે સમુદ્ર પૂરીને ખેડવા ને રહેવા લાયક નવી જમીન બનાવે છે. ભાલ ઘેડ અને નળકંઠાની જમીન એજ પ્રમાણે બની છે

## સરોવર



મીઠા પાણીનું સરોવર.

તમે નાનાં તળાવ જોયાં હશે. તે તો ઘણાં નાના હોય છે, પણ સરોવર તો ઘણાં મોટાં હોય છે. કેટલાંક તો પચાસ પચાસ સો સો માઈલ લાંબાં પહોળાં હોય છે. જેમ ચોમાસામાં ગામની

અંદરના મોટા ખાડાઓ પાણીથી ભરાઇ જાય છે; તેમ ખીણોના ઉંડા ભાગો પર્વતનાં ઝરણાં કે નદીયોના પ્રવાહથી ભરાઇ જાય છે. તેથી સરોવર બને છે. સરોવર બે પ્રકારનાં હોય છે. ૧ જે સરોવરમાં નદીઓ મળતી હોય પણ તેના પાણીનો બીજો નીકાસ ન હોય તો તેનાં પાણી ખારાં હોય છે. ૨ જેમાં નદીઓ મળતી હોય તેમ તેમાંથી નીકળતી પણ હોય તો તે સરોવર મીઠા પાણીનું હોય છે. મીઠાં પાણીનાં સરોવરની આસપાસ ફળ ફુલવાળી વનસ્પતિ ઘણી ઉગે છે, તેથી બહુ શોભાયમાન દેખાય છે. નદીયોની માફક સરોવર પણ બહુ ઉપયોગનાં છે. પણ નદી ઘણા દેશોમાં થઇને વહેતી હોવાથી ઘણા દેશોને લાભ કરે છે; અને સરોવર માત્ર તેની આસપાસના પ્રદેશનેજ લાભકારક છે.

## પાણીનો ઉપયોગ.

સમુદ્રનો ઉપયોગઃ—૧ તેના ખારા પાણીમાંથી મીઠું પકવાય છે. ૨ પરવાળાનાં ઝીણાં જીવડાં થાય છે, તે મોટા મોટા બેટ બનાવે છે, ને તેના પર માણસો વસે છે. ૩ લાલ તથા કાળાં પરવાળાં જીવડાં બનાવે છે. ૪ કાલુ માછલીના પરનાં સાચાં મોતી બને છે. ૫ અંબર જેવી કીમતી વસ્તુ એક જાતના મગરમાંથી નીકળે છે. ૬ તેની અંદર ઘણી જાતનાં માછલાં થાય છે, તેમાંથી તરેહવાર તેલ નીકળે છે. ૭ સમુદ્રમાં વહાણો તથા આગબોટો ચાલે છે તેથી એક દેશનો માલ બીજા દેશમાં ઓછે ખરચે પહોંચાડી શકાય છે ને વેપાર વધે છે. ૮ સૂરજની ગરમીથી તેના પાણીની વરાળ થાય છે, તેથી વરસાદ વરસે છે. ૯ પવનના ધક્કાથી પાણીનાં મોટાં મોજાં થઇ કિનારે અથડાય છે તેથી ખડકો તુટીને રેતી બને છે. અને કાંઠા વાંકા ચુકા થવાથી અખાતો, ખાડીયો, અને ભૂશિરો બને છે.

તેથી પણ વેપારને લાભ થાય છે. ૧૦ સમુદ્રનાં જીવડાંઓ તરેહ-વાર સીપોને શંખલા બનાવે છે. ને તે ઘણાં કામમાં આવે છે.

## મેદાન અને રણોની બનાવટ.

ધરતી કંપ વરસાદ, પવન, વનસ્પતિ, અને ઝાકળથી પૃથ્વી ઉપર ઘણા મોટા ફેરફાર થાય છે. તે ફેરફારોથીજ મેદાન, રણ, અને રસાળ પ્રદેશો બનેલા છે. તે નીચે મુજબ. ૧ કોઇ વખતે પૃથ્વી અગ્નીનો ગોળો હતો. ગતિને લીધે તેનું પ્રષ્ટ ઠરીને માથે પોપડો બંધાયો તેથી શેકેલા બટાઠાની છાલની પેઠે તેનું પૃષ્ટ વાંકુ ચુંકુ બની ગયું. ૨ મોટાં ખડકોની તળેમાં ઝાકળનું પાણી દાખલ થઇ તેનું ઠરીને બરફ બને છે. ત્યારે તે ફુલે છે તેથી મોટાં ખડકોને તોડી ફાડી નાંખે છે. તેમજ તેમાં વનસ્પતિ ઉગીને તેનાં મુળ ઉંડાં નાખે છે તેથી પણ ખડકો ફાટાંને કાંકરા રેતી અને માટી બને છે. ૩ વરસાદનું પાણી નરમ ખડકો, પર્વતોનાં શીખરો અને બાજુઓ ભાગી નાંખે છે. અને તેમની વચ્ચેની ધુળ તથા રેતી સપાટ જમીનમાં અને દરિયા કિનારે પાથરી દે છે. ૪ જે ઝરા તથા બરફનાં ખડકો પર્વત ઉપરથી ઉતરે છે તે પણ ખડકો ખોદી કે ભાગીને તેના કાંકરામાંથી રેતી અને રેતીમાંથી ધુળ બનાવે છે. ને સપાટ જમીનમાં પાથરે છે.

એ પ્રમાણે ખડકોના ફાટવાથી અને ડુંગરોના ખોદાવાથી લાંબે વખતે કાંકરા, રેતી અને છેવટ માટી બને છે. એ રેતી તથા માટી નદીઓના પ્રવાહથી કે વરસાદનાં પાણીથી ખીણોમાં અને સપાટ જમીનમાં પથરાય છે તેનાં મેદાન, રેતીનાં રણ, અને ખેડવા લાયક રસાળ જમીન બને છે. આવા ફેરફારો ઘણા થયા છે અને હજુ થયાંજ કરશે.

# મુંબઇ ઇલાકો

આપણે રહીએ છીએ તે ગુજરાત પ્રાંત મુંબઇ ઇલાકાનો એક ભાગ છે, અને મુંબઈ ઇલાકો હિંદુસ્તાનનો એક ભાગ છે. હિંદુસ્તાન એટલે હિંદુઓને રહેવાની જગ્યા. પણ હાલ તો તેમાં મુસલમાન, પારસી, ખ્રીસ્તિ વગેરે ઘણી જાતો આવીને વસેલી છે.

હિંદુસ્તાન દેશ ઘણો મોટો છે. તેમાં અંગ્રેજ સરકારનું સર્વોપરી રાજ છે. અંગ્રેજ સરકારે દેશનો રાજવહીવટ ચલાવવાની સુગમતા માટે તેના ૧૪ ભાગ પાડેલા છે. આપણા શહેનશાહ એડવર્ડ ૭ મા. યુરોપ ખંડનો ઇંગ્લાંડ દેશ જેને આપણે વિલાયત કહીએ છીએ ત્યાં રહે છે. સઘળા સાહેબ લોકો પણ ત્યાંનાજ રહેવાશી છે. એ શહેનશાહ તરફથી **ગવરનર જનરલ** નામે મોટો અમલદાર ( સુબો ) હિંદુસ્તાનનું રાજ ચલાવે છે. તેને વાઇસરાય એટલે રાજ પ્રતિનિધિ પણ કહે છે.

હિંદુસ્તાનના ૧૪ ભાગો પાડેલા છે, તેમને ઇલાકા કે પ્રાંતો કહેવામાં આવે છે. આપણો મુંબઇ ઇલાકો તે ૧૪ ભાગ માંહેનોજ એક ભાગ છે, તે હિંદુસ્તાનની પશ્ચિમ દિશાએ આરબી સમુદ્રના કિનારા ઉપર આવેલો છે. તે સાંકડો પ્રદેશ છે. ઉત્તરમાં પંજાબ ઇલાકાથી દક્ષિણમાં મ્હેસુર તથા કાનડાની સરહદ સુધી ૧૦૫૦ માઈલ લાંબો છે, પણ પહોળાઈ પૂરા ૨૦૦ માઇલ પણ નથી. તેનું ક્ષેત્રફળ ૧૯૪૧૦૯ ચોરસ માઇલ છે.

**સીમાઃ**—ઉત્તર દિશામાં પંજાબ ઇલાકો છે. ઇશાન ખુણામાં રજપૂતસ્થાન છે. પૂર્વ દિશામાં રજપૂતસંસ્થાનો, મધ્યહિંદનાં સંસ્થાનો, મધ્યપ્રાંત, અને વરાડ છે. અગ્નિખુણામાં નિજામનું રાજ્ય છે.

દક્ષિણ દિશામાં મદ્રાસ ઇલાકો અને મ્હૈસુરનું રાજ્ય છે. પશ્ચિમ દિશામાં આરબી સમુદ્ર, અને વાયવ્ય ખુણામાં બલુચિસ્તાન આવેલા છે.

**કુદરતી દેખાવ**—મુંબઇ ઇલાકાનો આંખો પશ્ચિમ ભાગ આરબી સમુદ્રના કાંઠા ઉપર આવેલો છે. તેમાં નાના મોટા ડુંગરો અને ઝાડી વાળી ખીણો પણ બહુ છે. સમુદ્રનાં મોજાંથી તથા નદીયોના મળવાથી ખાડીઓ અને બારાં પણ બનેલાં છે. તેવી ખાડીયો ઉપર કરાંચી, માંડવી, વેરાવળ, વસઈ, મુંબઇ, રત્નાગીરી કારવાર વગેરે બંદરો વસેલાં છે જેઓ દેશાવરના વેપારમાં બહુ ઉપયોગી છે. તેઓ સમુદ્રપારના દેશોનો માલ આપણા દેશમાં મંગાવી આપે છે અને આપણા દેશનો વધારાનો માલ તે દેશોમાં મોકલી પૈસો મેળવે છે. આ બંદરોમાં મુંબઇ, કરાંચી અને કારવાર મુખ્ય છે.

સહ્યાદ્રિના પર્વતો મહારાષ્ટ્ર અને કિનારાની વચ્ચે સાંકળની માફક જોડાઇને એક ભીંત બનેલી છે. તેના પશ્ચિમ અને પૂર્વ ઢાળમાં રસાળ ખીણો છે. જેમાં નદીઓનાં ઝરણો વહે છે, તેથી વનસ્પતિ અને ખેતી સારાં થાય છે. પશ્ચિમ તરફની ખીણ જેને કોકણપટી કહે છે, ત્યાંની જમીન હમેશાં ભેજવાળી રહે છે. તેમાં ફળ ફળાદિ બહુ થાય છે. નાળીએરી, સોપારી, અને કેળાનાં વન બહુ સુંદર દેખાય છે. પર્વતની પૂર્વનાં મેદાનોમાં ગોદાવરી, કૃષ્ણા, ભીમા વગેરે મોટી નદીઓ વહે છે, અને ખેતી સારી થાય છે. પૂના તથા ધારવાડનો ફળદ્રૂપ પ્રદેશ આ ભાગમાં આવેલો છે.

ગુજરાતની પૂર્વ અને ઉત્તર સરહદ પહાડી છે. તેમાં જંગલો ઘણાં વિસ્તાર વાળાં છે. સહ્યાદ્રિની ખીણોમાં, ગુજરાત અને દક્ષિ-

ણની વચ્ચેના પર્વતોમાં સાતપુડા અને વિંધ્યાદ્રિનાં જંગલોમાં મોટી ઝાડી ઉભેલી છે. તેમાં જંગલી પ્રાણીઓ અને માણસો વસે છે. ને કરોડો રૂપિઆનું લાકડું કપાઇને પરદેશ જાય છે. ઉત્તર પૂર્વના પર્વતોથી ઉત્તરનો ઠંડો પવન દેશને અસર કરી શકતો નથી. અને પશ્ચિમનો ગરમ પવન દેશમાં ફેલાવાથી લોકોની તંદુરસ્તીમાં વધારો કરે છે, અને પાકને ઘણો લાભ કરે છે. ગુજરાતનો મધ્ય ભાગ સપાટ અને સાબરમતી, મહી, નર્મદા, તાપી વગેરે મોટી નદીઓ ફેલાએલી હોવાથી જમીન રસાળને ફળદ્રુપ છે. આખા મુંબઈ ઇલાકામાં ગુજરાતના મધ્ય ભાગ જેવો જમીનની પેદાશમાં બીજો દેશ નથી. જો આપણે ગાડીમાં બેસી આ ભાગમાં મુસાફરી કરીએ તો આખો દેશ જાણે કેમ સુંદર બગીચો હોય એવો સુંદર લાગે છે. વાયવ્ય ખૂણામાં રેતીનાં મેદાન છે ત્યાં ખાસ પાણીનો ટોટો પડેછે.

કાઠિઆવાડ અને કચ્છ ઘણે ભાગે સૂકા અને ડુંગરી મુલકો છે. ઝાડપાણીનું નામ પણ ન મળે અને લૂના ભડકા બળે તેવા ઉજડ ભાગ પણ અહીં ઘણા જોવામાં આવે છે. ગુજરાત કચ્છ અને સિંધની વચ્ચે આવેલું કચ્છનું રણ વિચિત્ર ને જોવા લાયક મેદાન છે. ક્યાંક રેતી, ક્યાંક ક્ષારનાં જામેલાં ચળકતાં પડ, અને ક્યાંક નાની અને નિરસ વનસ્પતિથી ગરમીના દિવસોમાં તરહેવાર દેખાવો જોવામાં આવે છે.

સિંધ દેશનો પૂર્વ ભાગ રેતીનાં મેદાનોનો છે, પશ્ચિમ ભાગ હાલાના ઉજડ ડુંગરો વાળો છે. અને મધ્ય ભાગ સિંધુનાં બહોળાં પાણી પથરાયાથી રસાળ અને સુંદર છે; તેમાં અનાજ પુષ્કળ પાકે છે, અને પૂર્વ ભાગ રેતીથી ભરપૂર છે.

**મુખ્ય પર્વતો**—સહ્યાદ્રિ, સાતપુડા, વિંધ્યા, દાંતા, આરાસૈકોર,

ગીરનાર, શેંત્રુંજો, બર્ડો, ચોટીલા, અને હાલા.

**મુખ્ય નદીઓ**—સીંધુ, મહી, નર્મદા, તાપી, સાબરમતી, ભાદર, શેત્રુંજી, ગોદાવરી, કૃષ્ણા, ભીમા, મૂળામુઠા, તુંગભદ્રા.

**મુખ્ય અખાત**—કચ્છનો, ખંભાતનો, અને મનોરનો.

**મુખ્ય પેદાશ**—શેરડી, કપાસ, સઘળી જાતનાં અનાજ, કઠોળ, અફીણ, ગાંધીયાણું, મજીઠ, કસુંબી વગેરે રંગના પદાર્થો, નાળીએર, સોપારી, ઉન, ચામડાં, અકીકના પથ્થર, આરસ, વગેરે.

( ઉપરની બાબતોનું વિશેષ વર્ણન દેશવાર આપેલું છે તેથી અહીં આપ્યું નથી. )

## ભાગો.

મુંબઈ ઇલાકાના નકશામાં તમે જોશો તો માલમ પડશે કે તેમાં જૂદા જૂદા રંગ, આકાર અને કદથી નિશાનીઓ કરેલી છે. તેમાં રાતા રંગના જે ભાગો છે તે અંગ્રેજ સરકારના ખાલસા મુલક છે, તેમને જીલ્લા કહે છે; અને પીળા રંગવાળા ભાગો દેશી રાજાઓના તાબાના છે, તેમને એજન્સી કે સંસ્થાન કહે છે; અને કિનારા ઉપર ત્રણ ટપકાં લીલા રંગનાં જોવામાં આવે છે તે દીવ, દમણ, અને ગોવા, એ પોર્ટુગીઝ લોકોનાં છે; ને તેઓ અંગ્રેજ સરકારથી સ્વતંત્ર છે. મુંબઈ ઇલાકાનો એ સઘળો મુલક પાંચ ભાગમાં વહેંચાએલો છે, તેનાં નામ ૧ સિંધ, ૨ કચ્છ, ૩ ગુજરાત, ૪ મહારાષ્ટ્ર અને કોકણ, ૫ દક્ષિણ મહારાષ્ટ્ર. આ પાંચે પ્રાંતોની જમીનમાં કેટલીક અંગ્રેજ સરકારની ખાલસા છે, તેના ભાગોને **જીલ્લા** કહે છે; અને કેટલીક અંગ્રેજ સરકારની હકુમત નીચે દેશી રાજાઓના તાબામાં છે તેને **એજન્સી**, **સંસ્થાન** કે **જાગીરો** કહે છે. મુંબઈ ઇલાકાની કુલ જમીન ૧૯૪૧૦૯ ચોરસ માઇલ છે.

તેમાં ૬૯૦૪૫ ચોરસ માઇલ દેશી રાજાઓના તાબામાં છે; ને બ-કીની અંગ્રેજ સરકારની ખાલસા છે.

## મુંબઈ ઇલાકાનું અંગ્રેજી રાજબંધારણ.

હિંદુસ્તાનના કારભાર માટે બ્રિટિશ સરકાર તરફથી એક વાઇસરૉય–રાજપ્રતિનિધિ નીમેલો છે, તે કલકત્તામાં રહે છે. તેના હાથ નીચે હિંદુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં ગવર્નર, કે લેફ્ટેનેન્ટ ગવર્નર નામે મોટા અમલદાર રાખવામાં આવેલા છે. તે પ્રમાણે મુંબઈ ઇલાકામાં પણ એક ગવર્નર ( સૂબો ) રાખેલો છે. તે ઇલાકાનું સૌથી મોટું શહેર મુંબઈ છે. તેમાં રહે છે, ને કલકત્તા સરકારના તાબામાં રહી રાજકારભાર ચલાવે છે.

ગવર્નરના હાથ નીચે એક કારભારી સભા રાખેલી છે. તેના અમલદારો તથા ગવર્નર મળીને, કાયદા કરવા, ઉપજ ખરચનો હિસાબ રાખવો, બંદોબસ્ત માટે લશ્કર અને પોલીશ રાખવાં, રેવન્યુ ઉઘરાવવી વગેરે ખાતાંઓનું કામ કરે છે.

**પોલીસખાતાના** વડા અમલદારને પોલીશ કમિશનર કહેછે. તેના હાથ નીચે જીલ્લાવાર પોલીશ સુપ્રીન્ટેન્ડેન્ટો, પરગણાવાર પોલીશ ઇન્સ્પેકટરો અને ફોજદારો રાખ્યા છે. દરેક ગામમાં પોલીશપટેલ અને સીપાઇઓ રાખેલા હોય છે, તેઓ પ્રજાનો બંદોબસ્ત રાખેછે, અને લુચ્ચા, ચોર, ખુની વગેરે ગુન્હેગારોને પકડી શિક્ષા કરવા ન્યાયની કોર્ટમાં રજુ કરે છે.

**રેવન્યુ ખાતાના** વડા અમલદારને રેવન્યુ કમિશ્નર કહે છે. તેના હાથ નીચે જીલ્લાવાર કલેકટર, પરગણાંવાર મામલતદાર અને ગામવાર તલાટી રાખેલા હોય છે. તેઓ પ્રજા પાસેથી રાજભાગ,

અને કર વેરા ઉઘરાવે છે. અને કલેકટર બીજાં ખાતાંની પણ તપાસ રાખે છે.

એ મુખ્ય ખાતાં ઉપરાંત **જાહેર બાંધકામ** ખાતું મકાનો તથા રસ્તા બાંધવાનું કામ કરે છે. **વૈદકખાતું** દવાખાનાં ઉઘાડી પ્રજાનાં માંદાં તથા ગરીબ માણસોની દવા કરે છે. **શહેર સુધારા** ખાતું પ્રજાની તંદુરસ્તી જાળવવા રસ્તાઓ તથા ગલીઓ સાફ રખાવે છે, જાહેર રસ્તાપર દીવા કરાવે છે, અને પ્રજાને ઉપયોગી બીજાં કામો કરે છે.

આ સઘળાં ખાતાંઓના અમલદારો અને મુખ્ય અમલદાર, ગવર્નર અને તેની કૌંસીલ ( સભા ) ના તાબામાં રહીને કામ કરેછે.

**ન્યાય** ખાતું ગવર્નરના તાબામાં નથી. તે બ્રિટિશ સરકારની સીધી દેખરેખમાં છે, અને તેજ કારણથી અંગ્રેજી રાજ્ય કાયદાનું રાજ્ય ગણાય છે. ઇલાકાના મુખ્ય શહેર મુંબઇમાં એક હાઇકોર્ટ રાખી છે. તેના તાબામાં જીલ્લાવાર સેસન કોર્ટો, સ્માલકાઝ કોર્ટો, અને પરગણાવાર નાની તાબાની કોર્ટો રાખેલી છે. તે પોલીસે રજુ કરેલા ગુન્હેગારોને શિક્ષા કરે છે, અને લેવડદેવડના તથા મિલ્કતના દાવા સાંભળી તેનો નિકાલ કરે છે. અંગ્રેજી રાજ્યના કાયદા આખી દુનિયામાં વખણાય છે, અને પોલીસ તથા લશ્કર જાનમાલનું રક્ષણ કરવામાં કુશળ ગણાય છે.

ઇલાકાનાં દેશી રાજ્યોના બંદોબસ્ત માટે નાનાં રાજ્યોની એજન્સીઓ ઠરાવી તેમાં પોલિટિકલ એજંટો રાખ્યા છે. મોટાં દેશીરાજ્યોમાં રેસીડેન્ટ નીમેલા છે. તેઓ રાજ્યોના કારભાર ઉપર દેખરેખ રાખે છે, અને સરકાર સાથેનો સંબંધ તથા બીજાં રાજ્યો સાથેનો વ્યવહાર તેમની માર્ફત થાય છે

પ્રથમ કહ્યું તેમ મુંબઈ ઈલાકાના પાંચ પ્રાંત કરેલા છે. તેને ગુજરાતથી ગણીએ તો ૧ ગુજરાત, ૨ કચ્છ, ૩ સિંધ, ૪ મહારાષ્ટ્ર ૫ દક્ષિણ મહારાષ્ટ્ર.

## ૧ ગુજરાત.

**સીમાઃ**—ઉત્તર દિશાએ શિરોહીના ડુંગરો આબુ અને મેવાડ-પૂર્વ દિશાએ ડોંગરપુર સંસ્થાન અને માળવા. દક્ષિણે ખંભાતનો અખાત, થાણા જીલ્લો, અને પશ્ચિમ દિશામાં આરબીસમુદ્ર અને કચ્છનું રણ છે.

ગુજરાત પ્રાંત, અંગ્રેજી ખાલસા મુલક, અને દેશી રાજાઓનો મુલક એમ બે ભાગમાં વહેંચાએલા છે.

**જીલ્લા**—અંગ્રેજી ખાલસા મુલકના પાંચ જીલ્લા કરેલા છે. ૧ **અમદાવાદ** જીલ્લો, ૨ **ખેડા**જીલ્લો, ૩ **ભરૂચ** જીલ્લો, ૪ **સુરત**જીલ્લો, અને ૫ **પંચમહાલ** જીલ્લો.

**દેશીરાજ્યો**—દેશીરાજ્યોના આઠ ભાગ પાડેલા છે. ૧ **કાઠિયાવાડ** એજન્સી, ૨ **પાલણપુર** એજન્સી, ૩ **મહીકાંઠા** એજન્સી, ૪ **રેવાકાંઠા** એજન્સી, ૫ **સુરત** એજન્સી, ૬ **પંચમહાલ** એજન્સી ૭ **ગાયકવાડ** સંસ્થાન, ૮ **ખંભાત** સંસ્થાન.

### ભૂતલ રચના.

ઉત્તર, પૂર્વ, અને દક્ષિણ ભાગ પહાડી છે. વાયવ્ય ખુણાનો થરનો ભાગ રેતાળ છે. અને વચ્ચેનો મુલક સપાટ છે. ઉત્તરમાં દાંતાના ડુંગરો અને અરવલી પર્વતની દક્ષિણ શાખાઓ વાળા ઉંચ

પ્રદેશનો ઢાળ દક્ષિણ અને પશ્ચિમ દિશા તરફ છે. તેથી દક્ષિણ તરફ સાબરમતી, અને ઉત્તરથી આવી પશ્ચિમ તરફ બનાસને સરસ્વતિ નદીઓ વહે છે. પશ્ચિમ સરહદ ઉપર આવેલા વિંધ્યા, સાતપુડા અને ડુંગરપુરના પર્વતોનો ઢાળ પશ્ચિમ તરફ છે. તેથી મહી, નર્મદા, તાપી વગેરે નદીઓ પૂર્વમાંથી પશ્ચિમમાં વહે છે. દક્ષિણ હદ ઉપર સહ્યાદ્રિ પર્વતની શાખાઓ આવેલી છે.

અમદાવાદ જીલ્લાના પ્રાંતીજ પરગણામાં ડુંગરો અને જંગલો છે. પંચમહાલની જમીન ઉંચી નીચી છે. તેમજ પાલણપુર એજન્સીનો પૂર્વ ભાગ મહિકાંઠા એજન્સી, સુરત જીલ્લાનું માંડવી પરગણું, રેવાકાંઠા એજન્સી અને ધરમપુર સંસ્થાનનો ઘણોખરો ભાગ પહાડી અને જંગલો વાળો છે. એ પર્વતો વાળો ભાગ ઇમારતી ઝાડોથી, અને સપાટ ભાગ આબાદ વસ્તીથી ભરપૂર છે.

સપાટ પ્રદેશમાં નર્મદા, મહી, સાબરમતી વગેરે મોટી નદીઓ પથરાએલી છે. તેમાં ખેતી ઘણી સારી થાય છે. જમીન કાળી અને કસ વાળી હોવાથી આંબા, રાએણ, મહુડાં, કોઠી ફણસ વગેરે ઘણી જાતની ફળદ્રુપ વનસ્પતિ થાય છે, અને રૂ તથા તમામ જાતનાં અનાજ, અને ગંધીયાણું પાકે છે. અંગ્રેજ સરકારે ખાલસા મુલકનો વજે ભાગ નહીં લેતાં વિઘોટી ઠરાવી છે, અને જમીન પટે આપેલી છે, તેથી ખેડૂતો ખંતથી ઉદ્યોગ કરે છે. દર વરસે જમીનમાં ખાતર નંખાતું હોવાથી જમીનનો કસ ઘટવાને બદલે વધે છે. કાઠિઆવાડમાં વિઘે દશ મણ અનાજ પાકતું નથી. પણ ગુજરાતની કેટલીક જમીનમાં દર વિઘે ૩૦ થી ૪૦ મણ અનાજ પાકે છે. તેથી "કાચું સોનું પાકે ગુજરાતે" એવી કહેવત પડેલી છે.

**કુદરતી ભાગો**—જમીનની કુદરતી રચના પરથી કેટલાક ભાગોનાં ખાસ નામો પડેલાં છે. ૧ **મેવાસ**, ૨ **વઢીયાર**, ૩ **નળકંઠો**, ૪ **ચરોતર**, ૫ **થર**, અને ૬ **ચૂંવાળ**.

**મેવાસ**—પંચમહાલ, રેવાકાંઠા, અને મહીકાંઠાના પહાડી ભાગને મેવાસ કહે છે. તેમાં સાગ, સીસમ વગેરે ઘણી જાતનાં ઇમારતી ઝાડો થાય છે. તેમાં વાઘ ઘણા થાય છે, અને વસ્તી ભીલ લોકોની છે. તેઓ લૂંટફાટનો ધંધો કરે છે. ખાનદેશની ઉત્તરમાં પણ મેવાસી પરગણાંઓ છે.

**વઢીયાર**—માંડળ, કડી, અને બજાણાની આસપાસના મુલકને વઢીયાર કહે છે. આ દેશ સપાટ અને રસાળ છે. તેમાં ખેતી સારી થાય છે. વઢીયારા બળદ, અને ગાયો દેશાવરમાં વખણાય છે.

**નળકંઠો**—નળ સરોવરની આસપાસના ભાગને નળકંઠો કહે છે. તેમાં ભોગાવા, સુકભાદર, અને સાબરમતીની છોળનાં પાણી ભરાવાથી મોટું છીછરૂં સરોવર બની જાય છે. તેને **નળ** કહે છે. તેમાં રાડાં ઘણાં થાય છે, અને જમીનમાં **બીડ** નામની ગાંઠો થાય છે તેના ઉપર ગરીબ માણસોનો માંડે વરસે નિર્વાહ થાય છે. બીજા જારના દાણા જેવડાં કંદ થાય છે. તેને **થેગ** કહે છે. તે ફરાળના કામમાં આવે છે. નળકંઠાની કમોદ વખણાય છે.

**ચરોતર**—ચારૂત્ર એટલે ઉત્તમ. આ ભાગની જમીન ગુજરાતમાં સૌથી વધારે કીમતી છે. આ ભાગ ખેડા જીલ્લામાં આવેલો છે. તેમાં ઉંચા પ્રકારના ચોખા, ઉંચા પ્રકારનો તમાકુ, રૂ અને બીજી ઘણી જાતનો પાક થાય છે.

**થરનો** મુલક—ગુજરાતના વાયવ્ય ખૂણાના ભાગને **થર** કહે

છે. આ ભાગમાં રેતી બહુ છે, તેથી વરસાદ થોડો થાય છે. અને ખેતી સાધારણ છે. તથા ઘાસ પાણી પુરતાં નથી.

**ચૂંવાળ**—વઢીયારની ઉત્તરના ભાગને ચુંવાળ કહે છે. તેમાં ચુંવાળીયા કોળીની વસ્તી ઘણી છે. તેમાં કેટલાક કોગી ઠાકરડા પણ છે. તેઓમાંના કેટલાક લૂટનો ધંધો કરે છે.

## પર્વતો.

ગુજરાતના પર્વતો ઘણાખરા તેની સરહદ ઉપરજ છે ૧ સહ્યાદ્રિની ઉત્તર શાખાઓ, ૨ સાતપુડા, અને વિંધ્યાદ્રીની પશ્ચિમ શાખાઓ, ૪ પાવાગઢ, ૫ શિરોહી તથા ડુંગરપુરના ડુંગરો, ૬ દાંતાના ડુંગરો અને, ૭ કાઠિઆવાડના ગીરનાર સેત્રુંજો, બરડો, અને ચોટીલાના ડુંગરો.

**સહ્યાદ્રિ**—તેની ઉત્તરધારો ગુજરાતના દક્ષિણ ભાગમાં ફેલાએલી છે. દમણીસાગ કહેવાય છે તે અહીંનાં જંગલોમાં થાય છે.

**સાતપુડા—વિંધ્યા**ની પશ્ચિમ ધારો ગુજરાતની પૂર્વ હદ ઉપર આવેલી છે. તેનું લાકડું દેશાવર ચડે છે. તેના મુખ્ય વેપારનું સ્થળ ગોધરા છે.

**રાજપીંપળાના ડુંગરો**—તેમાં પાવાગઢનું મોટું શિખર છે. તે ૨૫૦૦ ફીટ ઉચું છે. તેની તળેટીમાં **ચાંપાનેર** નામનું ગામડું છે. તે વનરાજના પ્રધાન ચાંપાએ વસાવેલું મોટું શહેર હતું. પણ હાલ તે તૂટી ગયું છે. શિખર ઉપર મજબૂત કિલ્લો છે. અને એક બાજુ કાળીકાનું જૂનું મંદિર છે.

**શિરોહીનાડુંગરો**—તે ઉત્તરમાં છે. તે મેવાડ તથા ડુંગરપુરની ધારો સાથે મળીને ગુજરાતના ઈશાન ભાગમાં ફેલાએલા છે.

શિરોહીના ડુંગરોમાંથી બનાસને સરસ્વતિ નદીઓ વહે છે તેમાંથી ધોળા અને કાળા આરસ નીકળે છે.

**દાંતાનાડુંગરો**—એને આરાસુરના પર્વતો પણ કહે છે. તેના ઉપર વડી અંબાનું દેરૂં છે. ત્યાં દેશાવરના લોકો માનતા તથા જાત્રાએ આવે છે. અહીં એક જ્વાળામુખી ટેકરી છે, તેને લોકો જ્વાળામુખી માતા કહે છે. આરાસુર પાસે કુંભારીયામાં એક ટેકરી ઉપર વિમળશાએ જૈન ધર્મનાં મોટાં દેરાં બંધાવ્યાં છે. આ પર્વતોમાંથી આરસ નીકળે છે.

## નદીઓ.

૧ નર્મદા, ૨ તાપી, ૩ મહી, ૪ સાબરમતી, એ ચાર મોટી નદીઓ છે. ૫ પુર્ણા, ૬ અંબિકા, ૭ કાવેરી, ૮ ઉમગાવતી, ૯ ઢાઢર, ૧૦ વાત્રક, ૧૧ મેશ્વા, ૧૨ શેઢી, ૧૩ મહોર, ૧૪ હાથમતી, ૧૫ બનાસ, અને ૧૬ સરસ્વતિ, એ નદીઓ ગુજરાત પ્રાંતમાં મુખ્ય છે.

**નર્મદા**—એ સાતપુડા પર્વતમાંથી નીકળી ખાનદેશ, રેવાકાંઠા અને ભરૂચ જીલ્લામાં વહી, ખંભાતના અખાતને મળે છે. તે ઉપર **ભરૂચ** મોટું શહેર છે. સિવાય **ચાણોદ**, **કન્યાળી**, **શુકલ તીર્થ**, અને **નાંદોદ** શહેરો છે. આ નદી ગુજરાતમાં સૌથી મોટી છે. અને પવિત્ર ગણાય છે. નર્મદાના "કંકર એટલા શંકર" એમ લોકો માને છે. કેમકે સુરપાણ પાસે તેનો મોટો ધોધ પડે છે. તેથી પ્રવાહના જોરથી કાંકરા ઘસાઇને શિવલિંગ જેવા બની જાય છે. એનું બીજું નામ **રેવા** છે. આ નદીમાં બે બેટ છે. તેમાંના એકમાં માણુસો વસે છે. આ નદીને રસ્તે સારો વેપાર ચાલે છે.

**તાપી**—એ નર્મદાથી નાની છે. તે સાતપુડા પર્વતમાંથી ની-

કળી ખાનદેશ અને સુરત જીલ્લામાં વહી ખંભાતના અખાતને મળે છે. એના ઉપર **માંડવી, સુરત,** અને **રાંદેર** શહેર છે. તાપીમાં ઘણી વખત જોરથી પુર આવે છે. તેથી સુરત શહેરને ઘણું નુકશાન થાય છે. પ્રવાહના જોરથી તે સમુદ્રને મળે છે ત્યાં વમળ થાય છે. તેથી મુંબઈ જતાં આવતાં વહાણો તથા આગબોટોને હરકત પડે છે.

**મહી**—એ તાપી કરતાં નાની છે. તે ડુંગરપુરના ડુંગરોમાંથી નીકળી, રેવાકાંઠા તથા ખેડા જીલ્લામાં વહી ખંભાતના અખાતને મળે છે. આ નદી બહુ ઉંડી હોવાથી લોકો તેને મહીસાગર કહે છે. કાંઠા ઘણા ઉંચા અને ઢાળાવાળા હોવાથી તે ઉતરવી મુશ્કેલ પડે છે. એ ભાગમાં કોળીની વસ્તી પણ વધારે છે. તેથી લૂટફાટનો ભય રહે છે. કહેવત છે કે "આવી મહી ને ચિંતા થઈ" અને "ઉતર્યા મહી ને ચિંતા ગઈ." મતલબ કે બીકને લીધે નદી ઉતર્યા પછી લોકો સલામતી માને છે. **વાસોદ** પાસે રેલવેનો પુલ બાંધેલો છે. તે જોવા જેવો છે.

**સાબરમતી**—એ મહી કરતાં નાની છે. તે અરવલીના ડુંગરોમાથી નીકળી મહીકાંઠા તથા અમદાવાદ જીલ્લામાં થઈ ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર **સાદ્રા,** ને **અમદાવાદ** શહેરો છે.

**પૂર્ણા**—નંદુરબારના ડુંગરોમાંથી નીકળી ગાયકવાડ સંસ્થાન તથા સુરત જીલ્લામાં થઈ આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર **નવસારી** અને **જબલપુર** છે.

**અંબીકા**—એ ડાંગના ડુંગરોમાંથી નીકળી ધરમપુર તથા સુરત જીલ્લામાં વહી આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર **ગણદેવી** છે.

**કીમ**—પાવાગઢના ડુંગરોમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

**કાવેરી**—ડાંગના ડુંગરોમાંથી નીકળી અંબીકાને મળે છે તે પર **ચીખલી** છે.

**ઉમરાવતી**—રાજપીંપળાના ડુંગરોમાંથી નીકળી નર્મદાનેમળેછે.

**ઢાઢર**—પાવાગઢના ડુંગરોમાંથી નીકળી ગાયકવાડ તથા ભરૂચ જીલ્લામાં વહી ખંભાતના અખાતને મળે છે. તેપર **ટંકારીયાને આમોદ** છે.

**વાત્રક**—ડુંગરપુરના ડુંગરોમાંથી નીકળી, મહીકાંઠા તથા અમદાવાદ જીલ્લામાં થઈ સાબરમતીને મળે છે. તેનાપર **મેમદાવાદ** અને **ખેડા** છે.

**મેશ્વો**—મહીકાંઠાના ડુંગરોમાંથી નીકળી વાત્રકને મળે છે.

**શેઢી**—મહીકાંઠાના ડુંગરોમાંથી નીકળી વાત્રકને મળે છે. તેનાપર **ઠાસરા** ને **ડાકોર** છે.

**મહોર**—શેઢીને મળે છે તેના પર **કપડવંજ** છે.

**હાથમતી**—મેવાડના ડુંગરોમાંથી નીકળી મહીકાંઠામાં થઈ સાબરમતીને મળે છે. તે પર **અમનગર** છે. અમનગર પાસે આ નદીમાંથી નહેર ખોદેલી છે.

**બનાસ**—શિરોહીના ડુગરોમાંથી નીકળી પાલણપુર એજન્સીમાં વહી કચ્છના રણમાં ભળે છે. તે ઉપર **ડીસા** ને **રાધનપુર** છે.

**સરસ્વતી**—શિરોહીના ડુંગરોમાંથી નીકળી પાલણપુર ને કડી પ્રાંતમાં વહી કચ્છના રણમાં મળે છે. તેપર **પાટણ** ને **સિદ્ધપુર** છે.

**વિશ્વામિત્રી**—એ રાજપીંપળાના ડુંગરોમાંથી નીકળી ઢાઢરને મળે છે. તેના પર **વડોદરા** શહેર છે.

## ખનીજ.

ગુજરાતમાં ધાતુની ખાણો જોવામાં આવતી નથી. પણ ડુંગરી ભાગોમાંથી ઈમારતી પથ્થરો નીકળે છે. દાંતા અને શિરોહીના ડુંગરોમાંથી સારી જાતના આરસ નીકળે છે. તે પથ્થર ચૂનાના બનેલા છે ને તેનાપર ઓપ સારો ચડે છે. મોહનપુરના રાજ્યમાં અરપોદરા પાસેના ડુંગરોમાં અબરખ છે. રાજપીંપળાના ડુંગરોમાંથી તથા કપડવંજ પાસેથી અકીકના પથ્થર મળે છે.

## આબો હવા.

સામાન્ય રીતે દેશનાં હવા પાણી નિરોગી છે. સપાટ ભાગમાં ઉનાળામાં ગરમી અને શિયાળામાં ટાઢ સખત પડે છે. થરના રેતીના મેદાનમાં ગરમી સખત પડે છે અને હવા ભેજ વગરની રહે છે. નળકંઠાની હવા ભીનાશને લીધે તથા પંચમહાલની હવા ઝાડીને લીધે શરદ અને રોગી છે. વરસાદ સરાસરી ૩૦ ઈંચ પડે છે અને થરમામેટરનો પારો ૪૨ થી ૧૧૪ સુધી ચડે છે.

## ખેતી—ઉદ્યોગ-વેપાર.

આખા પ્રાંતનો મુખ્ય ઉદ્યમ ખેતી છે. મોટાં શહેરોમાં કારીગરીનો ઘણો ધંધો ચાલે છે. સુરતમાં એક ઉદ્યોગશાળા, અને વડોદરામાં કળાભવન છે. અમદાવાદ, ભરૂચ, સુરત અને વિરમગામમાં રૂ કાંતવા તથા કાપડ વણવાની મીલો છે. તેમાં ઘણા લોકોની રોજી ચાલે છે. કપાસ પીલવાના સંચા તો દેશના ઘણા ભાગમાં જોવામાં આવે છે. પણ તે ધંધો હદ કરતાં વધી જવાથી સારો ચાલતો નથી. સુરત, અમદાવાદમાં રેશમી કાપડ તથા સોનેરી જરીનું કામ સારૂં થાય છે. તે પરદેશ ખાતે જાય છે. કપડવંજનાં કાચ અને સાબુ,

જંબુસરની રાઇ. મેમદાવાદનાં પારીજાતકનાં ફુલ, બોરસદની સુખડ, પંચમહાલનાં મહુડાં, ખારાગોઢાનું મીઠું, વરાઈ, રાધનપુર, અને ભરૂચનું રૂ, પાલણપુર, મહીકાંઠા, ખંભાત ને વઢીયારનું અફીણ, ચરોતરની તમાકુ, અને કમોદ, સુરતી તુવર દાળ, આમોદનાં ચપ્પુ, પાટણનાં પટોળાં, વીશનગરનાં હળદર, પીતળનાં વાસણ, ધાટ, અને ચીર, વઢીયારના બળદ, ગાયો, અને બાજરો, બીલીમોરાના ચોખા, દમણનો સાગ, અને ગણદેવીનો ગોળ. વગેરે પરદેશ ખાતે ચડે છે.

**ખેતીની મુખ્ય પેદાશ**—અનાજ, તુવેર, દીવેલી, અળશી, સરસવ, કસુંબાનાં ફુલ, મજીઠ, ગળી, તમાકુ, શેરડી, ભીંડી, શણ, રૂ, જીરૂં, રાઈ, મેથી, અફીણ વગેરે ઘણી જાતનો પાક થાય છે.

**આવક**—મધ્યપ્રાંત, વાયવ્ય પ્રાંત, અને પંજાબમાંથી ઘઉં, ચણા, અને મગ. કરાંચીથી બાજરી, જુવાર, સીંધના ચોખા, કાનપુરથી બાજરો અને તુવર દાળ. બંગાળા, ભીમડી, ભાવલપુર અને રંગુનથી ચોખા, બંગાળાનાં ગુણપાટ અને ખાંડ, માળવાનું અફીણ, માઢનો ગોળ, ખાનદેશની તમાકુ, મલબારથી નાળીએર, મરી, સુંઠ, એલચી, સોપારી, ને ઇમારતી લાકડું, ગોવાથી સાગ, કોકમ અને નાળીએર, પેગુનો સાગ, થરપારકર, અને હાથરસનું ઘી, ચીનને સીલોનનો ચા, વિલાયતનું કાપડ અરબસ્તાનના ગુંદ, આફ્રિકાનું સોનું તથા હાથીદાંત, અમેરીકાને આસ્ટ્રેલિયાનું સોનુ રૂપું વગેરે માલ પરદેશ ખાતેથી ગુજરાત કાઠિઆવાડમાં આવે છે.

## રેલવે.

૧ વિરમગામથી મુંબઇ સુધીની બી, બી, સી, આઇ. ની મોટી લાઇન છે. તેમાં વીરમગામ, સાણંદ, અમદાવાદ, મેમદાવાદ નડીયાદ,

આણુંદ, વડોદરા, ઇટોલા ભરૂચ, અંકલેશ્વર, સુરત, સચિન, નવસારી, ગણદેવી, વલસાડ, પારડી, થાણા, અને મુંબઇ એ મોટાં સ્ટેશનો છે.

૨ આ મોટી લાઇનમાંથી કેટલાક નાના ફાંટા કાઢેલા છે. તેમાં ૧ વીરમગામથી ખારાઘોડા, ૨ આણંદથી ખંભાત, ૩ વડોદરાથી ડભોઇ થઇ ચાણોદ, ૪ ઇટોલાથી ડભોઇ થઇ બાહાદુરપુર, ૫ વીરમગામથી મેસાણા, ૬ મેસાણાથી પાટણ ૭ પાલણપુરથી ડીસા, અને ૮ મેસાણાથી ખેરાળુ સુધી એ આઠ નાના નાના ફાંટાઓથી દેશની અંદરનાં વેપાર તથા મુસાફરીની સારી સગવડ થએલી છે.

૩ અમદાવાદથી અમનગર લાઇન છે. તેમાં પેથાપુર, સાદ્ર, પ્રાંતીજ, અને અમનગર એ મોટાં સ્ટેશનો છે.

૪ આણંદથી રતલામ સુધી માળવા લાઇન કરેલી છે. તેમાં આણંદ, ઉમરેઠ, ડાકોર, ઠાસરા, ગોધરા, અને દાહોદ એ મોટાં સ્ટેશનોછે.

૫ અમદાવાદથી અજમેર સુધીની રજપુતાના લાઇન લઇ જવામાં આવી છે. તેમાં અમદાવાદ, મેસાણા, સિદ્ધપુર, પાલણપુર વગેરે મોટાં સ્ટેશન છે.

**વસ્તી**—આ પ્રાંતમાં હિંદુ, જૈન, મુસલમાન, પારસી, ખ્રીસ્તિ અને બીજી પરચુરણ જાતો ઘણી વસે છે.

**ધર્મ**—હિંદુ, જૈન, મુસલમાની, ખ્રીસ્તિ, અને જરથોસ્તી ધર્મો ચાલે છે.

**ભાષા**—આખા પ્રાંતની ભાષા ગુજરાતી છે.

———o———

# અંગ્રેજી ખાલસા મુલક.

## અમદાવાદ જીલ્લો.

આ જીલ્લો ૩૯૪૯ ચોરસ માઇલના વિસ્તારમાં છે. તેમાં ૮૫૩ ગામો છે. દેશ સપાટ છે, ને જમીન રસાળ છે. તેમાં ખેતી સારી થાય છે.

**પર્વતો**—પ્રાંતીજ તથા ઘોઘા તાલુકામાં કેટલાક ડુંગરો છે, પણ તે નાના છે.

**નદીઓ**—સાબરમતી, હાથમતી, વાત્રક, માજુમ, મેશ્વો, ખારી, ભાદર ને ગોમા.

**તાલુકા—પ્રાંતીજ, વીરમગામ, ધોળકા, દસક્રોઇ, ધંધુકા, ઘોઘા,** અને **સાણંદ** એ સાત તાલુકા અને **પાટડી** ને **મોડાસા** પેટા તાલુકા છે.

**શહેરો—અમદાવાદ** દશક્રોઇ તાલુકાનું અને આખા જીલ્લાનું મુખ્ય શહેર છે. તે સાબરમતીને પૂર્વ કાંઠે કિલ્લાવાળું શહેર છે. તેમાં રેશમી વણાટ, સોનેરીભરત, અને કીનખાબ સારાં થાય છે. અહીં કાપડ વણવાની મીલો ઘણી છે. ગામમાં ભદ્રનો કિલ્લો, જુમામસજીદ, ગામ બહાર કાંકરીયું તળાવ, શાહઆલમનો રોજો, અને દાદાહરીની વાવ જોવા લાયક છે. અમદાવાદથી થોડે છેટે અડાળજનીવાવ ઘણી મોટી છે. અમદાવાદનું બીજું નામ **રાજનગર** છે. બાદશાહી વખતમાં તે શહેર ૩૦ માઇલના વિસ્તારમાં હતું. આ શહેર અહ

મદશાહે ઇ. સ. ૧૪૧૨ માં વસાવ્યું.× શહેરથી થોડે છેટે સાબરમતી ઉપર લશ્કરી છાવણી છે. અને શહેરમાં એક કોલેજ, એક ટ્રેનિંગકોલેજ, એક મેડીકલસ્કૂલ, તથા બીજી ઘણી નિશાળો છે. તથા કલેકટર, સેસનજજ, સબોર્ડીનેટજજ અને મામલતદારની કચેરીઓ છે. અને સુધારા ખાતું પ્રજાની મદદથી ચાલે છે. **પ્રાંતીજ** એ પ્રાંતીજ તાલુકાનું મુખ્ય શહેર છે ને **મોડાસા** એ બીજું મોટું ગામ છે. **વીરમગામ**—એ વીરધવળના દીકરા વીરમદેવે વસાવ્યું. તેમાં મીનળદેવીએ બંધાવેલ મુનસર અને સિદ્ધરાજે બંધાવેલ ગંગાસર તળાવો જોવા લાયક છે. તે તાલુકાનું મુખ્ય શહેર છે. કપાસ પીલવાના સંચા તથા રૂ કાંતવા અને કાપડવણવાની મીલ તેમાં છે. અહીં શહેર સુધરાઇ ખાતું, સબોર્ડીનેટજજ, અને મામલતદારની કચેરીઓ છે **પાટડી** તથા **માંડળના** કસ્બા દેશી ઠાકોરોના તાબામાં છે. **બારાગોઢામાં** વડાગરૂં મીઠું પાકે છે. **ધોળકા** એ તે તાલુકાનું મુખ્ય શહેર છે. તે ઘણું જૂનું છે. તેનું અસલ નામ **વૈરાટ**નગર છે. તેમાં પાંડવો એક વરસ છાના રહ્યા ત્યારે વૈરાટ રાજાની કુંવરી ઉત્તરાને અર્જુન ભણાવતો હતો તે જગ્યા લોકો

---

× અહમદશાહને આશાવળની હવા ઘણી પસંદ હતી. તેથી તે ત્યાં રહેતો હતો. એક દિવસ તે શિકારે ગયો, ત્યાં તેના કૂતરા પાછળ એક સસલો થયો. ને કૂતરાને નસાડયો. તેપરથી પાદશાહે જાણ્યું કે અહીં શહેર વસાવવામાં આવે તો લોકો બહુ બળવાન થાય તેપરથી અહમદશાહે પોતાના નામ ઉપરથી અમદાવાદ વસાવ્યું. એમ કહેવાય છે.

જબ કુતેપર સસા આયા, તબ શાહને શહેર બસાયા.

અહીં બતાવે છે. મીનળદેવીનું બંધાવેલું મલાવ તળાવ જોવા લાયક છે. શહેરની આસપાસ ફળદ્રુપ ઝાડી બહુ છે. તેમાં રાયણ, કેળા, જમરૂખ ઘણાં થાય છે, આ શહેર વાઘેલા રાણાઓની રાજધાની હતું. તાલુકાની ઘણી જમીન ઠાકોરોના તાબામાં છે. **કોઠ, ગાંગડ** અને **સાણંદ**ના ઠાકોરો મુખ્ય છે. **નળનું** તળાવ આ તાલુકાની હદમાં છે. **વૌઠા,** સાબરમતી અને વાત્રકના સંગમ ઉપર છે. તેમાં કાર્તકી પુનેમે મોટા મેળા ભરાય છે. **ધંધુકા,** તાલુકાનું મુખ્ય શહેર છે. ને તે ભાલ ભાગમાં આવેલ છે બીજું **ધોલેરા,** ખંભાતના અખાત ઉપર બંદર છે. ત્યાંથી પ્રથમ ઘણું રૂ પરદેશ ચડતું પણ હાલ ભાવનગર રેલવે થતાં તે પડી ભાગ્યું છે, અને તેને બદલે ભાવનગર વધી ગયું છે **બરવાળા** અને **રાણપુર** મોટાં ગામો છે. **ગાંફ** તાલુકદારનું છે, અને **ભીમનાથ** એ મહાદેવની જગ્યા છે, ત્યાં દર બળેવે મેળો ભરાય છે. **ઘોઘા** એ તાલુકો કાઠિઆવાડમાં છે. એમાં મોટું ગામ તે એકજ છે. **સાણંદ**—સાણંદ તાલુકાનું મુખ્ય ગામ છે. ત્યાંનો તમાકુ તથા કમોદ વખણાય છે. તેમાં **સખેજ** અને **મોડાસર** બીજાં ગામો છે. સખેજમાં મહમદ બેગડાનો રોજો તથા કબર જોવા જેવાં છે.

ઉપજ—અનાજ, કઠોળ, રૂ, ડાંગર, તમાકુ, શેરડી, આદુ તલ, ગળી, દીવેલી, અને અમદાવાદનું રેશમી તથા સુતરાઉ કાપડ અને કસબ.

## ખેડા જીલ્લો.

અમદાવાદ જીલ્લાની દક્ષિણે, ગાયકવાડી ગામોની સાથે સેળભેળ થએલો આ જીલ્લો છે. તેની જમીન ૧૬૦૮ ચોરસ માઇલ

છે, ને તેમાં ૫૭૩ ગામો છે. જમીન સપાટ, રસાળ, અને આંબા વગેરે ફળવાન ઝાડોથી ભપુર છે. તેમાં ખેતી સારી થાય છે આ જીલ્લામાં પર્વત કે ડુંગરો નથી.

**નદીઓ**—મહી વાત્રક, મેશ્વો, શેઢી, મહોર, ખારી, અને લૂણી

**તાલુકા—કપડવંજ, ઠાસરા, નડીયાદ, મહેમદાવાદ, માતર, આણંદ**, અને **બોરસદ.** એ સાત તાલુકા, અને **ખેડા, મહુધા**, અને **ઉમરેઠ** પેટા તાલુકા છે.

**શહેરો—ખેડા** એ આખા જીલ્લાનું મુખ્ય શહેર છે, તે વાત્રકને શેઢીના સંગમ ઉપર વસેલું છે. તેને ફરતો કિલ્લો છે. શહેરથી એક માઇલ ઉપર નદી કાંઠે લશ્કરી છાવણી છે, અને શહેરમાં કલેકટર, સબોર્ડીનેટ જજ, અને મામલતદારની કચેરી છે તથા સુધારાખાતું છે. **કપડવંજ** એ તે તાલુકાનું મુખ્ય શહેર છે. ત્યાંના લોકો મહોર નદીની રેતીનો કાચ અને ઉસ નામના ખારનો સાબુ બનાવે છે. તેના વેપારથી વોરા લોકો પૈસાદાર છે. તેમાં **આંત્રોલી** અને **લસુંદ્રા** મોટાં ગામ છે. લસુંદ્રામાં ઉના પાણીના કુંડ છે. **ડાકોર** ઠાસરા તાલુકાનું મુખ્ય ગામ છે. તેમાં રણછોડજીની જાત્રા છે. ને દર આસો શુદ ૧૫ મે મોટો મેળો ભરાય છે. બોડાણા નામના રજપૂતે દ્વારકાંમાંથી રણછોડજીની મૂર્ત્તિને બોલાવીને અહીં પધરાવી છે એમ કહેવાય છે. અહીં ગોમતી નામે મોટું તળાવ છે. બીજું ગામ **ઠાસરા** છે. તેમાં મામલતદારની કચેરી છે. **નડીયાદ** તે તે તાલુકાનું મુખ્ય શહેર છે, અને **વડતાલ** ને **મહુધા** તે તાલુકાનાં મુખ્ય ગામો છે. વડતાલમાં સ્વામીનારાયણનું મુખ્ય ધામ છે. **મહેમદાવાદ** એ તે તાલુકાનું મુખ્ય ગામ છે. આ શહેર મહમદ બેગડાએ વસાવ્યું છે. તેમાં પહેલાં બાસ્તો સારો બનતો, પણ હાલ

તે ધંધો ચાલતો નથી. **માતર** એ માતર તાલુકાનું મુખ્ય ગામ છે. અહી શામળદાસ કવિ રહેતા હતા. **ઉમરેઠ** એ સાંણંદ તાલુકાનું મોટું ગામ છે. તેમાં ખેડાવાળ બ્રાહ્મણ, અને ખડાયતા વાણીયાની વસ્તી ઘણી છે. **આણંદ** બીજું મોટું ગામ છે. ત્યાંથી ડાકોરની રેલવેનો ફાંટો નીકળે છે. **કરમસદ** મોટું ગામ છે અને **વાસદ** રેલવે સ્ટેશન છે **બોરસદ** તે તે તાલુકામાં મુખ્ય છે. આ તાલુકાનાં ગામો ગાયકવાડ તથા ખંભાત સંસ્થાનમાં સેળભેળ છે.

**નિકાસ**—અનાજ, કોદ્રા, બાવટો, શેરડી, તમાકુ. તેમાં તમાકુ વખણાય છે.

## ભરૂચ જીલ્લો.

આ જીલ્લો ખેડા જીલ્લાની દક્ષિણે છે. તેની જમીન ૧૪૬૩ ચોરસ માઇલ છે, અને તેમાં ૪૦૦ ગામો છે. નર્મદા નદીને લીધે જમીન રસાળ છે. તેથી ખેતી સારી થાય છે, અને કપાસ બહુ પાકે છે. તથા ઝાડો પણ ઘણાં છે. આ જીલ્લામાં પણ પર્વતો કે ડુંગરો નથી. તેથી જમીન સપાટ છે.

**નદીઓ**—નર્મદા, કીમ, મહી, ઉમરાવતી અને ઢાઢર.

**તાલુકા**—**ભરૂચ**, **અંકલેશ્વર**, **વાગરા**, **આમોદ**, અને **જંબુસર** એ પાંચ છે.

**શહેરો**—**ભરૂચ** એ આખા જીલ્લાનું મુખ્ય શહેર છે. તે નર્મદા નદીના ઉત્તર કિનારે એક ટેકરી ઉપર વસેલું છે. તેથી દૂરથી બહુ શોભા આપે છે. તેનું બીજું નામ **ભૃગુકચ્છ** છે. આ શહેર ઘણું જૂનુ છે. છતાં હજુ આબાદીમાં ટકી રહ્યું છે. તેથી લોકોમાં કહેવત છે કે " ભાંગ્યું તોય ભરૂચ " તેમાં સૂતર કાંતવા તથા

વણવાની મીલો છે. જૂના વખતમાં ગુર્જરોની રાજધાની અહીં હતી. ત્યારે દેશાવરના વેપારમાં તે ખ્યાતિ પામ્યું હતું. તેમાં કલેક્ટર, સેસનજજ સબોર્ડીનેટજજ અને મામલતદારની કચેરીઓ છે. એ તાલુકામાં નર્મદા કિનારે **શુકલ** તીર્થમાં જાત્રા ભરાય છે. નર્મદા નદીમાં **ધંતુરીયા** અને **કાસવા** બે બેટ છે, તેમાં ધંતુરીયામાં વસ્તી છે. **અંકલેશ્વર** એ એ તાલુકાનું મુખ્ય શહેર છે. તેમાં મામલતદાર અને સબોર્ડીનેન્ટજજની કચેરી છે, અને **હાંસોટ** એ મોટું ગામ છે. **વાગરા** અને **આમોદ** તે તે તાલુકાનાં મુખ્ય ગામો છે. **જંબુસર** એ જંબુસર તાલુકાનું મુખ્ય ગામ છે. અહીંની મોટા દાણાની રાઈ તીખાશમાં વખણાય છે, ને દેશાવર ખાતે ઘણી જાય છે. અહીંનાં દેશી ચપ્પુ પણ સારાં થાય છે.

**નીપજ**—રૂ, ગળી, અનાજ વટાણા, ચણા, વાલ, અને દીવેલી.

## સુરત જીલ્લો.

આ જીલ્લો ભરૂચ જીલ્લાની દક્ષિણમાં છે. તેમાં ૧૬૬૨ ચોરસ માઇલ જમીન અને ૭૮૮ ગામો છે. તેનું માંડવી પરગણું પહાડી છે, અને બાકીનો ભાગ સપાટ છે.

**પર્વતો**—પારનેરા, અને ડુંગરી. પારડી તાલુકામાં નાના ડુંગરા છે.

**નદીઓ**—તાપી, કીમ, ચીઢોળા, પૂર્ણા, અંબીકા, પાર, કોલક દમણગંગા, ને ઝવેરી તેમાં તાપી સિવાય બાકીની નાની નદીઓ છે. પણ તેમનાં મુખપાસે સમુદ્રમાં ખાડીયો બની છે. તેમાં વહાણો આવજા થાય છે. અને વેપારને તેથી લાભ છે.

**તાલુકા—પારડી, વલસાડ, ચીખલી, જલાલપોર, બા·રડોલી, માંડવી, ચોર્યાશી,** અને **ઓરપાડ** એ આઠ તાલુકા છે.

**શહેરો—સુરત** શહેર તાપી નદીને કાંઠે છે. તે ચોર્યાશી તાલુકાનું અને આખા જીલ્લાનું મુખ્ય શહેર છે. તે તાપી નદીના દક્ષિણ કાંઠે વસેલું છે તેની ત્રણ દિશાએ કિલ્લો અને એક દિશાએ તાપી નદી વહે છે. તેનો ઘેરાવો ૬ માઈલ છે. પ્રથમના વખતમાં સુરત આબાદ બંદર હતું. ને દેશ દેશના વેપારીઓની તેમાં કોઠીઓ હતી. પણ રેલ અને આગથી તે ઘણું નાશ પામ્યું, તથા પડખે મુંબઇ વધી ગયું તેથી વેપારમાં પણ તૂટી ગયું. હાલ તેમાં રેશમી કાપડ, જરીનો સામાન અને સાડીઓ સારાં થાય છે. સુરતની બ·રફી અને વાલપાપડી વખણાય છે. અહીં કલેકટર. સેસનજજ, સબોર્ડીનેટજજ, અને મામલતદારની કચેરીઓ છે આ તાલુકામાં **રાંદેર** મોટું ગામ છે અને **સચીન** એ નવાબના તાબમાં છે **પારડી** એને વાલદા પારડી પણ કહે છે. તે પારડી તાલુકાનું મુ·ખ્ય ગામ છે. એ તાલુકામાં **ઉદવાડમાં** પારશીઓની જૂની અ·ગીઆરી ( અગ્નિનું દેવળ ) છે. ત્યાં પારશીઓ જાત્રાએ જાય છે. **કોલક** ને **ઉમરસાડી** બંદર છે. **વલસાડ** એ એ તાલુકાનું મુખ્ય શહેર છે, અને બંદર છે. ત્યાંથી અનાજ. ગોળ, અને સાગ દેશાવર ખાતે ચડે છે. પાર નદી ઉપર **પારનેરાનો** કિલ્લો છે. તે ગાયકવાડ સરકારે બંધાવેલો કહેવાય છે. **ચીખલી** એ તાલુકાનું મુખ્ય ગામ છે. **જલાલપોર** જલાલપોર તાલુકાનું મુખ્ય ગામ છે. તે તાલુકામાં **અમલસાડ, બીલીમોરા,** અને **નવસારી** રેલવે સ્ટેશન અને બંદર છે. **બીલીમોરા** ઓખાના વેપારનું મથક છે. **બારડોલી** મીંઢોળા નદીને કાંઠે તાલુકાનું મુખ્ય ગામ છે. બીજું ગામ **મોતા**

છે તે પરથી મોતાળા બ્રાહ્મણની શાખ પડેલી છે. **માંડવી** એ ભીલ રાજાનું હતું, તે હાલ અંગ્રેજ સરકારને તાબે છે, ને તે તાલુકાનું મુખ્ય ગામ છે. **ઓરપાડ** એ તાલુકાનું મુખ્ય ગામ છે, ને ઢોર તથા લાકડાના વેપારનું મથક છે. આ જીલ્લાની દક્ષિણે **દમણ** પોર્તુગીઝ લોકોનું સંસ્થાન છે.

**નિકાસ**—લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. તેમાં બધી જાતનાં અનાજ, રૂ કઠોળ, દીવેલી, નાગલી, કોદ્રા, શેરડી, બીડી, તમાકું, ફળાં, ચોખા, સાગ, ગોળ, અને તુવરદાળ, સુરતી રેશમી કાપડ અને જરીની કોર અને છેડા, છેડા વગેરે.

## પંચમહાલ જીલ્લો.

આ જીલ્લો અમદાવાદ અને ખેડા જીલ્લાની પૂર્વમાં છે. બારીયાના રાજથી તેના બે ભાગ પડી ગયા છે. તેમાં ૧૬૧૩ ચોરસ માઇલ જમીન છે. ને ૬૫૨ ગામ છે. તેનો ઈશાન ખૂણા તરફનો ભાગ રસાળ ખીણોનો બનેલો છે, અને બાકીનો ભાગ અર્ધ પહાડી તથા નાનાં ઝાડાનાં જંગલો વાળો અને વેરાન છે. ત્યાં ખેતીની હાલત સારી નથી. આ જીલ્લો પ્રથમ સિંધીયા સરકારને તાબે હતો, પણ હાલ અંગ્રેજ સરકારના હાથમાં આવવાથી તેમાં સુધારો થતો જાય છે.

**પર્વતો**—પાવાગઢના ડુંગરા, **નદીઓ**—મહી

**તાલુકા**—ગોધરા, **કાલોલ**, **દાહોદ**, એ ત્રણ તાલુકા કે મહાલ છે. પ્રથમ આ જીલ્લાના પાંચ મહાલ હતા. તેપરથી તેનું નામ પંચ મહાલ પડેલુંછે. પણ હાલમાં **હાલોલ**, અને **ઝાલોદ**, એ બે મહાલ, ઉપરના ત્રણ તાલુકામાં જોડી દેવામાં આવ્યા છે.

**શહેરો**—**ગોધરા** એ તાલુકાનું તથા જીલ્લાનું મુખ્ય શહેર છે. અને ઇમારતી લાકડાંના વેપારનું મુખ્ય મથક છે. તેમાં **શેહેરા** બીજું ગામ છે. **કાલોલ** એ તાલુકાનું મુખ્ય ગામ છે, અને **હાલોલ** અને **વેજલપુર** એ નાનાં ગામો છે. **દાહોદ** એ તાલુકાનું મુખ્ય ગામ છે. તેનું ખરૂં નામ દોહદ=દો=બે+હદ=સીમા એટલે પ્રથમ ગુજરાતને માળવાના રાજની હદ આ ગામ પાસે પૂરી થતી. તેથી એ નામ પડ્યું છે. એમાં **ઝાલોદ** નામે બીજું ગામ છે. હાલમાં પંચ મહાલ ખાતે એક કલેકટર નીમ્યો છે. તે પંચમહાલ અને રેવાકાંઠા એજન્સીનો એજંટ પણ કહેવાય છે.

**નિપજ**—તલ, મહુડાં, મકાઇ, ડાંગર, ઘઉં, બાજરી, જુવાર, અને ઇમારતી લાકડું.

—*—

# અંગ્રેજ સરકારની સત્તા નીચેનાં દેશી રાજ્યો.

## કાઠિયાવાડ એજન્સી.

આ એજન્સીની પૂર્વ પશ્ચિમ લંબાઇ ૨૨૪ માઇલ અને ઉત્તર દક્ષિણ પહોળાઇ ૧૯૦ માઇલ છે. આખી એજન્સીમાં ૧૯૩ તાલુકા, ૪૨૨૧ ગામો, અને ૨૩ લાખ માણસની વસ્તી છે.

**સીમાઃ**—ઉત્તર દિશાએ કચ્છનું રણ અને કચ્છનો અખાત છે. પશ્ચિમ દિશાએ આરબી સમુદ્ર ને કચ્છનો અખાત છે. ( આ સમુદ્રમાં પ્રથમ આરબ લોકો હિંદ સાથે વેપાર કરતા તેથી તેનું નામ આરબી સમુદ્ર પડ્યું છે. ) દક્ષિણમાં પણ આરબી સમુદ્ર છે, અને પૂર્વે દિશાએ ખંભાતનો અખાત ને અમદાવાદ જીલ્લો છે.

હાલ કાઠિઆવાડ દ્વીપકલ્પ છે. પણ પ્રથમ તે બેટ હોવો

જોઇએ. નળકંઠાથી કચ્છના રણ સુધીની જમીન જોતાં તે જગ્યાએ પ્રથમ છીછરો દરિયો હશે એમ અનુમાન થાય છે. બનાસ, સરસ્વતિ, અને સાબરમતીએ ઘસડી આણેલો કચરો લાંબે કાળે આ છીછરા સમુદ્રમાં પૂરાઇ જમીન બની ગઇ હોય ને તેથી ગુજરાત સાથે જોડાઇ ગયો હોય એમ અનુમાન થાય છે.

**કુદરતી દેખાવ**—કાઠિઆવાડનો ઉત્તર ભાગ વેરાન અને સૂકો છે, પણ દક્ષિણ ભાગ વનસ્પતિ અને પાણીવાળો છે, મધ્ય ભાગ પર્વતની ધારોને લીધે ઉંચો છે ત્યાંથી પૂર્વ, પશ્ચિમ, ઉત્તર. અને દક્ષિણ તરફ ઢાળમાં નદીઓ વહે છે. પર્વતોની મુખ્ય ત્રણ હારો છે. ૧ બર્ડાથી આણંદપુર સુધી ૨ આણંદપુરથી ઉત્તર તરફ ચોટીલાની ધારો કચ્છના રણ સુધી ૩ માંગરોળથી આરંભી ગીરનારને ગીરમાં થઇ વાળાકગીર સુધી જાય છે. અને તે આગળ જતાં ખંભાતના અખાતને સમાન્તર ફેલાએલી છે. આ પ્રાંતનો દેખાવ પણ ત્રણ ભાગે વહેંચાએલો છે. ૧ ઓખામંડળ અને ઝાલાવાડમાં સૂકાં રેતીવાળાં અને ઝાંખરાવાળાં રણો આવી રહ્યાં છે. ૨ બીજી તરફ ખારાશવાળાં મેદાનોમાં પાણીના ટોટા પડે છે, ત્યાં હાલાર ને ઝાલાવાડના સૂકા વેરાન ડુંગરો નજરે પડે છે ૩ ત્રીજી તરફ ગીરનાં અને વાળાકનાં જંગલો વાળી ખીણોમાં ખળખળાટ પાણી ચાલ્યાં જાય છે, અને લીલી વનસ્પતિ ઉભેલી છે.

**કુદરતી ભાગો:**—જમીનની ભૂતળ રચના ઉપરથી નીચે પ્રમાણે કુદરતી ભાગો પડેલા છે.

**૧ ભાલ:**—અમદાવાદ જીલ્લાના ધંધુકા, અને ધોલેરા પરગણાની આસપાસ આવેલી જમીનને ભાલ કહે છે. નદીઓએ આણેલા કાંપથી સમુદ્ર પુરાઇને આ જમીન બનેલી જણાય છે. તેમાં

ભોગાવો ને સુકભાદરનું પાણી ફેલાય છે, તેથી ચોમાસુ પાક સારો થતો નથી. પણ શિયાળુ પાકમાં કાઠા ઘઉં ને ચણા બહુ થાય છે. જમીન કાળી ને કાંકરી વિનાની છે, તેથી પીવાનાં પાણી ડોળાં ને રોગીષ્ટ છે.

૨ **પંચાળ:**—ચોટીલા ને થાનની આસપાસનો મુલક. તેની જમીન રેતીને પથ્થરવાળી છે. તેથી ખેતીને વનસ્પતિ સારાં થતાં નથી. નાના વહેળાઓમાં ખારાશ વાળાં પાણી જોવ માં આવે છે. દેશ ઉજડ જેવો છે ને કોળી લોકો લૂંટ અને ચોરીના ધંધા કરે છે.*

૩ **રણ કાંઠો:**—કચ્છના રણના કાંઠાની જમીન રેતાળ ને ગોરાડું છે, તેમાં તલ, કઠોળ, જૂવાર, બાજરી અને થોડો કપાસ પાકે છે. અહીં ઉનાળામાં સખ્ત ગરમી પડે છે.

૪ **ઘેડ:**—બાલાગામ, આજક, મૈયારી, અને માધુપરની આસ પાસનો મુલક. આ સપાટ ભાલની પેઠે નીચાણમાં છે. જમીન કાળી, રેચાણ ને કાંકરી વિનાની છે, અહીં પહેલાં મોટું સરોવર હશે અને તે ભાદર તથા ઓઝત નદીના કચરાથી પુરાઇ ગયું હશે એમ અનુમાન થાય છે. ચોમાસામાં ઓઝત ને ભાદરનાં પાણી છલવાથી સરોવર જેવો દેખાવ થાય છે ને ગામો બેટ જેવાં જ-ણાય છે. ત્રાપા કે તુંબડાંના આધારથી એક ગામથી બીજે ગામ જઇ શકાય છે. ચોમાસુ પાક થોડો થાય છે, પણ શિયાળુ પાક ઘઉં, ચણા, શેરડી ધણા, અને લસણ, બહુ પાકે છે. કહેવત છે કે "મે

---

* પંચાળે પંચ રત્નાનિ, પાણી પાષાણ પાંદડાં, વસ્ત્ર લોચનં ચતુર્થ, ગાલી દાનંચ, પંચમં. વસ્ત્ર લોચનં.

વરસે મહાવે ને ઘેડનાં છોકરાં ડરાવે," "કાઠિઆવાડમાં વરસાદ થાય ને ઘેડના ખેડૂત વાવવા જાય.'

૫ **નાઘેર**:—ચોરવાડથી ઉના સુધીનો કિનારાનો મુલક. આ મુલક રસાળ છે, આંબાનાં વન અને ફળદ્રુપ વનસ્પતિ બહુ થાય છે. જમીન કાળી અને ગોરાડુ છે. જમીનમાં થોડું ખોદતાં પાણી નીકળે છે તેથી ચોમાસુ, શિયાળુ, અને ઉનાળુ ત્રણ પાક લઇ શકાય છે.+

૬ **વાળાક**:—એમાં રાજુલા, મહુવા, અને તળાજાના મહાલો આવેલા છે. જમીન રસાળ અને શેરડીને કપાસ પાકે તેવી છે. વાળાકના ડુંગરોમાં અને મહુવાની આસપાસ આંબાનાં વન પણ સારાં છે.

૭ **ખારો પાટ**:—લીલીયાની આસપાસનો મુલક. જમીન કાળી છે. ઘઉં શેરડીને કપાસ ઘણા પાકે છે. નામ ખારોપાટ પણ પેદાશમાં તેથી ઉલટું જ છે.

## પર્વતો.

**સોરઠમાં**:—ગીરનાર ગીર પર્વત, ઓશમ, અને બરડો.

**ગોહીલવાડમાં**:—સેત્રુંજો, લાંબધાર, મોરધાર. અને વાળાકગીર.

**ઝાલાવાડમાં**:—ચોટીલો, અને પંચાળની વેરાન ધારો.

**હાલારમાં**:—આઘવ અને ઠાંગાના ડુંગરો.

**ગિરનાર**—એ જૂનાગઢની પાસે કાઠિઆવાડમાં સૌથી ઉંચો

---

+ વાજાં ઠાકોર ને અંબ વનાં, મહી પદમણી ઘેર; રેંટ ખટુકે વાડીયે, વોય લીલડો ના ઘેર.

પર્વત છે. તેની ખીણોમાં વાંસ, સાગ, વગેરેની ઝાડી છે. અને શિખરો ઉપર જૂદા જૂદા ધર્મનાં દેરાં છે. તેમાં તીર્થંકરો, દત્તાત્રય, અંબાજી માતા, અને દાતારની જાત્રા છે. તેમાંથી સોનરખ, અને કાળવો નદીઓ નીકળે છે.

**ગીરપર્વતો**—આ ડુંગરોમાં પણ ઘણી ઝાડી છે, તેમાં સિંહની વસ્તી છે, તેવા સિંહ હિંદુસ્તાનમાં બીજે નથી. તુળશી શ્યામમાં ઉના પાણીના કુંડ છે, અને પ્રાચીની પ્રખ્યાત જગ્યા છે. તેમાંથી ઓઝત પશ્ચિમ તરફ, સાંગવડો, હીરણ્યા, સરસ્વતિને મચ્છુંદરી દક્ષિણ તરફ અને શેત્રુંજી પૂર્વ તરફ વહે છે

**ઓશમ**—તેની ખીણમાં માત્રી દેવીનું સ્થાનક છે તે ખત્રીઓની કુળ દેવી છે. ત્યાં મેળો ભરાય છે, હેડંબા રાક્ષસં અહીં થઇ ગઇ છે, એમ લોકો કહે છે.

**બર્ડો**—અહીં વાંસની ઝાડી છે, વળી ત્યાં બીલેશ્વર મહાદેવની પ્રખ્યાત જગ્યા છે. જેઠવાની જૂની રાજધાની ધુમલી અહીં છે.

**સેત્રુંજો**—એનું બીજું નામ સિદ્ધાચળ છે. તેના ઉપર શ્રાવક લોકોનાં દેરાં ઘણાં છે. ત્યાં તેઓ જાત્રાએ જાય છે. તેની પાસે થઇને શેત્રુંજી નદી વહે છે, અને તળેટીમાં પાલીતાણા ગામ વસેલું છે.

**ચોટીલો**—તેમાંથી ઉત્તરમાં મચ્છુ, ફલકુ, બાંભણ, અને પૂર્વમાં ભોગાવા નદીઓ નીકળે છે.

## નદીઓ.

**સોરઠમાં**—ભાદર, ઓઝત, ઉબેણ, હીરણ્ય, સીંગવડો, અને મધુંદરી.

**ગાહીલવાડમાં:**—સેત્રુંજી, માલણ, કુંડલી, ઘેલો, અને કાળુભાર.

**ઝાલાવાડમાં:**—વઢવાણનો ને બીબડીનો ભોગાવો, સુકભા-દર, ફલકુ. બાંભણ અને મચ્છુ.

**હાલારમાં:**—આજી, મચ્છુ, ઉંડ ને ગોંડળી.

**ભાદર**—જસદણ પાસેના મદાઉનના ડુંગરમાંથી નીકળી નવી બંદર પાસે આરબી સમુદ્રને મળે છે. તેના ઉપર જસદણ, જેતપુર, ધોરાજી, કુતીયાણા, અને નવી બંદર એ ગામો છે, કાઠિઆવાડમાં આ નદી સૌથી મોટી છે.

**ઓઝત**—એ ગીરમાંથી નીકળી ભાદરને મળે છે, તેના ઉ-પર વંથળી છે.

**ઉબેણ**—ગીરનારમાંથી નીકળી ઓઝતને મળે છે. તેનાપર મજેવડી ને વંથળી છે.

**હિરણ્યા:**—એ ગીરમાંથી નીકળી પાટણ પાસે આરબી સ-મુદ્રને મળે છે. બીજી સરસ્વતિ તેમાં મળવાથી તેનું નામ ત્રવેણી પડયુ છે, સવની પાસે તેનો સો ૬૮ ઉચેથી ધોધ પડે છે, લોકો ત્રવેણીમાં શ્રાદ્ધ સારે છે.

**સીંગવડા:**—ગીરમાંથા નીકળી આરબી સમુદ્રને મળે છે. તેનાપર કોડી નાર છે.

**મચ્છુદરી**—ગીરમાંથા નીકળી આરબી સમુદ્રને મળે છે તેના-પર ઉના ને દેલવાડા છે.

**શેત્રુંજી**—ગીરમાંથા નીકળી ખંભાતના અખાતને મળેછે. તેના-પર ધારી. પાલીતાણા અને તળાજા છે **કુંડલી** કુંડલા પાસે, **માલણ** મહુવા પાસે, **ઘેલો** સ્વામીના ગઢડા પાસે અને **કાળુભાર** ઉમરાળા પાસે છે.

**વઢવાણનો ભોગાવો:**--ચોટીલામાંથી નીકળી નળમાં મળે છે. તેના ઉપર વઢવાણ છે.

**લીંબડીનો ભોગાવો:**—ચોટીલામાંથી નીકળી નળમાં મળે છે. તેપર લીંબડી છે

સુક**ભાદર**—નળમાં મળેછે. તેનાપર રાણપુર અને ધંધુકા છે.

**ફુલકુ**—ચોટીલામાંથી નીકળી કચ્છના રણમાં મળે છે તેના પર ધ્રાંગધરા છે.

**બ્રાંભણ:**—ચોટીલામાંથી નીકળી કચ્છના રણમાં મળે. છે. તેપર ચરાડવા છે.

**મચ્છુ:**—આણંદપુરની ધારોમાંથી નીકળી કચ્છના રણમાં મળે છે. તેના પર વાંકાનેર, મોરબી, અને મીયાણાનું માળીયા છે.

**આજી**—સરધારના ડુંગરોમાંથી નીકળી રણમાં મળે છે તેપર રાજકોટ ને બાલંભા છે. **ઉંડ** જોડીયા પાસે કચ્છના અખાતને મળે છે. **ગોંડલી** ગોંડળ પાસે થઈ ભાદરને મળે છે. અને **નાગમતી** નવાનગર પાસે કચ્છના અખાતમાં મળે છે.

## ખનિજ.

કાઠિયાવાડની જમીનમાં ધાતુ, ચૂનાના અને બાંધ કામના પથ્થરો ઘણા જોવામાં આવે છે. ગીરનારમાંથી કાળમીંઢ ( ગ્રાનેટ), ઉત્તર અને પૂર્વના ડુંગરોમાંથી સફેદ, રાતા, પીળા, લીલા, જાંબુઆ, અને મટોડીના સ્લેટ જેવા પથ્થરો નીકળે છે. વાંકાનેર, રાજકોટ, અને સોરઠમાં બાંધકામના અને ચૂનો અને તેવા સફેદને પોચા પથ્થર નીકળે છે. ખંભાળીયા, રાણાવાવ, અને રાણપુર પાસે લોઢું, ગીરનારમાં સોનું, આણંદપુર ને સાયલા પાસે ત્રાંબુ અને ઝીંઝુવાડા

પારો સુરોખાર જોવામાં આવે છે. પણ ખરચ બહુ લાગવાથી તે કાઢવામાં આવતાં નથી. ચોરવાડને પોરબંદરના સીપને શંખલાના બનેલા પથ્થર અને ધ્રાંગધરાને રાજુલાના કુબડી અને ઘંટીયો બનાવવાના પથ્થર વખાણાય છે.

### આબો હવા.

આ પ્રાંતમાં મીઠું ને તંદુરસ્ત પાણી, અને નિરોગી હવા પુષ્કળ છે. ઝાલાવાડ અને ભાલમાં કૂવાનાં પાણી ખારાશવાળાં બની જાય છે. તેથી તળાવનાં ડોળાં પાણી પીવાં પડે છે. ઉનાળામાં ગરમી અને શિયાળામાં ટાઢ બહુ પડે છે. મધ્ય ભાગમાં ઉનાળો સખત છે. થરમામેટરનો પારો ૪૨ થી ૧૧૦ સુધી ચડે છે. પણ પાણી નિર્મળ છે. ઘેડ, ભાલ, ને ગીરની હવા શરદ છે. કાઠિઆવાડ અને હાલારની હવા સુકીને નિરોગી છે. સામાન્ય રીતે લોકો તન્દુરસ્ત, મજબૂત, અને દેખાવડા છે.

## ખેતી–ઉદ્યોગ–વેપાર.

પહાડી ભાગ પથ્થરવાળો છે પણ ખીણોની જમીન રસાળ છે, કાળી, ગોરાડુ અને રેતાળ ત્રણ વર્ગની જમીન છે. ગોરાડુ કરતાં કાળી જમીન આઠગણી કસદાર છે. ખેતીનો ઘણો આધાર વરસાદ ઉપર છે. સરાસરી ૨૦ થી ૩૦ ઈંચ વરસાદ પડે છે. તેટલાથી પાક સારી રીતે ઉછરે છે. ગોહીલવાડ અને સોરઠમાં કુવાનાં પાણીથી ઉનાળુ અને શિયાળુ પાક પણ લઇ શકાય છે. લોકોનો મુખ્ય આધાર ખેતી, મજુરી, અને થોડો વેપાર ઉપર છે. ઝાલાવાડમાં કપાસ ને અનાજ, મચ્છુકાંઠામાં અનાજ, કઠોળ અને થોડો

કપાસ, ગોહીલવાડમાં અનાજ, ઘઉં, કપાસ અને શેરડી, ભાલમાં ઘઉં અને ચણા, સોરઠમાં ઘઉં, ડાંગર, શેરડી ને કપાસ અને ઘેડમાં ઘઉં, ચણા, મગ, ધાણા, અને લસણ થાય છે.

**નિકાશ**—રૂ, તલ. એરંડી, ઘેટાનું ઉન, ભાલના રાતાને ધોળા ઘઉં, નળકંઠાની ડાંગર, ઘેડના ઘઉં, મચ્છુકાંઠાની જુવાર, બાજરીને કઠોળ. પંચાળ, બર્ડો, અને સોરઠનું ઘી, ગીરનાં વહાણ બાંધવાના સાગનાં વાંકીયા. ભેંશો, અને ટીંબરવાનાં પાન, વેરાવળની ડુંગળી, ચોરવાડનાં પથ્થર ને પાન, પોરબંદર ને ધરાંગધરાના પથ્થર, રણકાંઠો અને ભાદરકાંઠાની ઉન પરદેશ ખાતે ચડે છે.

**આવક**—દેશની બધી પેદાશ દેશને પુરતી નહીં થવાથી ચોખા, બાજરી તુવર, શણ, ગુણપાટ. કાપડ, ખાંડ, સાકર તથા બીજી વસ્તુઓ મુંબઇ, કરાંચી અને ગુજરાત તથા હિંદુસ્તાનના બીજા ભાગોમાંથી આવે છે.

## રેલવે.

હમણાં હમણાંમાં કાઠિવાડમાં ઘણી રેલવે બધાઇ છે, તેની લાઇનો નીચે પ્રમાણે.

૧ વઢવાણ જંકશનથી રાજકોટ લાઇન, તેમાં મૂળી, થાન, વાંકાનેર, અને રાજકોટનાં મોટાં સ્ટેશનો છે. વાંકાનેરથી મોરબીસુધી પણ રેલવે લઈ ગયો છે ને મોરબીથી વવાણીયાસુધી ટ્રામવે ચાલે છે.

૨ વિરમગામ જંકશનથી ભાવનગર સુધીની લાઇન–તેમાં વઢવાણ કાંપ, વઢવાણ શહેર, લીંબડી, ચુડા, રાણપુર, બોટાદ, ધોળા-જંકશન, શોનગઢ, શિહોર, ગઢેચી, અને ભાવનગર એ સ્ટેશનો છે.

૩ ધોળા જંકશનથી પોરબંદરની લાઇન–તેમાં ઢસા, લાઠી,

ચિતળ, લુણીધાર, કુંકાવાવ, ખાખરીયા, જેતપુર, જેતલસર જંકશન, ધોરાજી, ઉપલેટા, ખાખી જાળીયા, ભાયાવદર, રાણાવાવ, અને પોરબંદરનાં સ્ટેશનો છે.

૪ વેરાવળથી નગરની લાઇનઃ—તેમાં વેરાવળ, ચોરવાડ, માળીયા, કેશોદ, લુશાળા, શાહપુર, જૂનાગઢ. વડાલ. જેતલસર જંકશન, નવાગઢ, વિરપુર, ગોંડળ, રીબડા, રાજકોટ જંકશન, પડધરી, હડમતીયા, વંથળી અને નવાનગર એ સ્ટેશનો છે.

એ ઉપરાંત વઢવાણ જંકશનથી ધરાંગધરા સુધી નાનો ટકો કાઢેલો છે તેમાં સીતાપુર અને ધરાંગધરા સ્ટેશનો છે.

## એજન્સીનું રાજ બંધારણ.

કાઠીઆવાડ ઉપર પહેલાં ગાયકવાડ સરકારનો અમલ હતો. પણ ખંડણી ઉઘરાવનાર સરદારોના ત્રાસથી અહીંના ઠાકોરોએ અંગ્રેજ સરકારની મદદ માગી. તેથી ખંડણી ઉઘરાવવાનું કામ અંગ્રેજ સરકારે પોતાને હાથ લીધું. અને તેનો અમુક ભાગ ગાયકવાડને આપવો ઠરાવ્યો. અને એક પોલીટીકલ એજન્ટ નીમી, રજવાડાના માંહોમાંહેના વાંધા પતાવ્યા. અને પોલીશ તથા ન્યાયની કોર્ટો સ્થાપી.

સને ૧૮૬૩ માં નાનાં મોટાં સંસ્થાનોના સાત વર્ગ પાડી તેમની સત્તા મુકરર કરી. તેમાં પહેલા વર્ગના રાજાઓને કુલ સત્તા આપી બીજા વર્ગના રાજાઓને પોતાની રૈયતને ફાંસી દેવા સિવાય કુલ સત્તા આપી. ત્રીજા ચોથા વર્ગને થોડી સત્તા આપી અને બાકીની સત્તા એજંટના હાથમાં રાખી. અને બાકીના વર્ગોની મુખ્ય સત્તા એજન્ટે રાખી.

પછી એજન્સીના મૂળ દશ પ્રાંત હતા. તેને બદલે સરકારે, ૧ ઝાલાવાડ, ૨ ગોહીલવાડ, ૩ સોરઠ, ને ૪ હાલાર એ ચાર પ્રાંત નક્કી કર્યા. તેમનો ઉપરી આજ સુધી પોલીટીકલ એજન્ટ કહેવાતો તેને હાલ એજન્ટ ટુ, ધી. ગવરનર ઠરાવ્યો છે. અને પ્રાંતોના સાસાહેબોને પોલીટીકલ એજંટ ઠરાવ્યા છે. એજન્ટ ટુ, ધી, ગવરનર રાજકોટમાં રહે છે. તે મોટા સાહેબ કહેવાય છે. **ઝાલાવાડનો** પોલીટીકલ એજન્ટ વઢવાણ કાંપમાં રહે છે. **ગોહીલવાડનો** પોલીટીકલ એજન્ટ સોનગઢમાં રહે છે. **સોરઠનો** પોલીટીકલ એજંટ જેતલસરમાં રહે છે. અને **હાલારનો** પોલીટીકલ એજન્ટ રાજકોટમાં રહે છે. એ ચારે સાહેબોને પ્રાંતના સાહેબો પણ કહે છે. તેઓ એજન્ટ ટુ ધી ગવરનરના તાબામાં છે અને હુકમ પ્રમાણે કામ કરે છે.

રજવાડાના માંહોમાંહેના કજીયા સાંભળવા તથા પહેલા વર્ગ સિવાયનાં રાજ્યોની અપીલ સાંભળવા, સરકારે એજન્ટના હાથ નીચે એક ન્યાયની કોર્ટ સ્થાપેલી છે. ઉપરાંત એજન્સીની સત્તા નીચેનાં રાજ્યોનો બંદોબસ્ત રાખવા પોલીશ સુપ્રીન્ટેન્ડેન્ટ, બાંધકામ માટે એન્જીનીયર, જમીનની માપણી માટે સરવે સુપ્રીન્ટેન્ડેન્ટ રાખેલા છે. અને રાજકોટમાં એક નાનું લશ્કર પણ રાખ્યું છે.

---

## ભાગ.

લોકોએ કાઠિઆવાડના મૂળ દશ પ્રાંતો ઠરાવેલા છે, ૧ ઝાલા રજપૂતોનો મુલક **ઝાલાવાડ**, ૨ ગોહિલ રજપૂતોનો દેશ **ગોહિલવાડ**, ૩ સરવૈયા લોકોને રહેવાનું ઠેકાણું ઉંડ **સરવૈયાવાડ**, ૪ બા-

બરીયા લોકો રહે છે, તે **બાબરીયાવાડ**, ૫ રળીયામણો દેશ **સોરઠ**, ૬ બરડા પર્વતની આસપાસનો **બરડો**, કાઠિ લોકોનો મુલક **કાઠિયાવાડ**, ૮ હાલાજી જાડેજાએ જીતેલો મુલક **હાલાર**, ૯ મચ્છુ નદીના કાંઠાનો દેશ **મચ્છુકાંઠો**, અને ૧૦ **ઓખામંડળ**.

એ દશ પ્રાંતોને બદલે સરકારે, ઉપર કહ્યું તેમ ચાર પ્રાંત ઠરાવ્યા છે. **૧ ઝાલાવાડ, ૨ ગોહિલવાડ, ૩ સોરઠ ૪ હાલાર**, એ ચાર પ્રાંતમાં ઉપરના દશે પ્રાંતનો સમાસ થઇ જાય છે.

## ૧ ઝાલાવાડ.

એજન્સીના ઇશાન ખુણામાં અને અમદાવાદ જીલ્લાની પશ્ચિમ દિશામાં આ પ્રાંત આવેલો છે. તેની ઉત્તરમાં કચ્છનું રણ, દક્ષિણમાં ગોહિલવાડ અને પશ્ચિમમાં હાલાર પ્રાંત આવેલો છે.

**મુખ્ય રાજ્યો**:—૧ ધ્રાંગધ્રા, ૨ વઢવાણ, ૩ લીંબડી, ૪ ચુડા, ૫ સાયલા, ૬ લખતર, ૭ મૂળી, ૮ બજાણા, અને ૯ પાટડી.

૧ **ધરાંગધરાનું રાજ્ય**—એ પહેલા વર્ગનું રાજ્ય છે. તેમાં હરપાળ મકવાણાના વંશના ઝાલા રજપૂતો રાજ કરે છે. ને તે રાજ સાહેબ કહેવાય છે. તેમાં ૧૨૫ ગામ છે. ધ્રાંગધ્રાના રાજા, ઝાલાઓના મુરબ્બી ગણાય છે.

**ધ્રાંગધ્રા**—એ રાજગાદીનું શહેર છે. ત્યાંના પથ્થર વખણાય છે. ને પરદેશ ખાતે જાય છે. ઘંટીયો, ઓરશીયા, અને પથ્થરનાં ઠામ બને છે.

**સીતાપુરઃ**—એ જૂના વખતનું ગામ છે, ત્યાં ચંદ્રસિંહનું

બંધાવેલું **ચંદ્રાસર** તળાવ જોવા લાયક છે.

**હળવદ**—એ ગામને પાદર મોચી, અને બ્રાહ્મણની સતીઓના પાળીયા ઘણા છે. ધ્રાંગધરા પહેલાં હળવદમાં રાજગાદી હતી.

એ સિવાય **મેથાણ, ઉમરડા** એ મહાલો છે. **કૂવામાં** ઝાલાની મૂળરાજગાદી હતી. તેનાં ખંડેર હજુ છે. **ટીકરના** દેશી ઉનના ધાબળા સારા થાય છે. **કુડામાં** વડાગરૂં મીઠું પાકે છે. **દેવળીયા કોંઢ** અને **ચરાડવા** મોટાં ગામો છે.

૨ **વઢવાણ**:—એ બીજા વર્ગનું સંસ્થાન છે. રાજા ઝાલા રજપૂત છે. અને ઠાકોર કહેવાય છે. વઢવાણ શહેર રાજધાની છે. તે જુનું અને ભોગાવાને કાંઠે છે. અહીં રાણકદેવીનાં દેરાં અને કરણ વાઘેલાના પ્રધાન માધવે બંધાવેલી માધાવાવ જોવા લાયક છે. જૂનાગઢના રાજા ખેંગારને મારીને સિદ્ધરાજ રાણકદેવીને લઇ જતો હતો ત્યારે રાણકદેવી અહીંના ભોગાવામાં સતી થઇ હતી. શહેરમાં વહોરા લોકો સાબુ બનાવે છે, અને બાંધણી તથા છાપેલા સાડલા સારા થાય છે. **નાગનેશ** એ વઢવાણનો મહાલ છે. ત્યાં મસાલો સારો થાયછે. **રામપરું** અને **ખોડુ** એ મોટાં ગામોછે.

૩ **લીંબડી**:—એ બીજા વર્ગનો તાલુકો છે. રાજા ઝાલા રજપુત છે ને ઠાકોર કહેવાય છે. **લીંબડી** એ રાજધાની છે, તેમાં હાથી દાંતની ચૂડીઓ સારી થાય છે. **શીયાણી** અને **પાણશીણા**, એ મોટાં ગામો છે, ભાલમાં **બરવાળાની** પેદાશ લીંબડી ઠાકોરને મળે છે.

૪ **ચૂડા**:—એ ત્રીજા વર્ગનો તાલુકો છે. રાજા ઝાલા રજપુત છે. અને ઠાકોર કહેવાય છે. તેમાં મોટું ગામ ચૂડા રાજગાદી છે.

૫ **સાયલા**—ત્રીજા વર્ગનો તાલુકો છે, રાજા ઝાલા રજપૂત અને ઠાકોર કહેવાય છે. **સાયલા**માં રાજગાદી છે. અને **ડોળીયા** એ મોટું ગામ છે. સાયલામાં લાલો ભક્ત પ્રખ્યાત થઇ ગયા છે. તેથી તેને ભકતનું ગામ પણ કહે છે. અહીં સિદ્ધરાજનું બંધાવેલું મોટું તળાવ છે.

૬ **લખતર—થાન**-આ બે ભાગ મળીને એક તાલુકો થયો છે. રાજાને ત્રીજા વર્ગનો અખતીયાર છે. તે ઝાલા રજપૂત છે અને ઠાકોર કહેવાય છે. મોટાં ગામો-**લખતર**માં રાજગાદી છે. **થાનમાં** માટીની બરણીઓ અને વાસણ સારાં થાય છે. આ જગ્યાએ પહેલાં કંડોળા નામે મોટું શહેર હતું. તે પરથી કંડોળીયા બ્રાહ્મણ કહેવાયા છે. અહીં તરણેતર ( ત્રિનેત્ર ) નો મેળો ભરાય છે. **લીલાપર** એ મોટું ગામ છે,

૭ **મૂળી**—એ ચોથા વર્ગનો તાલુકો છે, રાજા પરમાર રજપૂત છે, અને ઠાકોર કહેવાય છે, પરમારો પ્રથમ ઘણા જોરાવર હતા, તેથીજ ઘણા ઝાલાઓ વચ્ચે તેમનું રાજ ટકી રહ્યું છે. મોટું ગામ **મૂળીજ છે** તેમાં સ્વામિનારાયણનું મોટું મંદિર ( ધામ ). અને માંડવરાયની જગ્યા છે.

૮ **બજાણા**—ચોથા વર્ગનો તાલુકો છે ને રાજા મલેક મુસલમાન છે.

૯ **પાટડી**—આ તાલુકો જીલ્લાની હકુમતમાં છે. રાજા જાતે કણબી છે. પાળી પાસે રણ કાંઠે **ખારાગોડ**માં વડાગરૂં મીઠું ઘણું થાય છે, અને આખા હિંદુસ્તાનમાં જાય છે. **વણોદ** એ પાંચમા કલાસનો તાલુકો છે.

એ સિવાય **દસાડા** **ઝીંઝુવાડા**, **ભોયકા**, **વડોદ**, **સણોસરા**, **આણંદપર**, ભાડલા, **સુદામડા**, **સાઉકા**, **વિઠ્ઠલગઢ**, **પાલીયાદ**, અને **ચોટીલા** એ એજન્સીના થાણાં તાબાના ગામો છે.

## ૨. ગોહિલવાડ.

આ પ્રાંત ઝાલાવાડથી દક્ષિણમાં, અને ખંભાતના અખાતથી પશ્ચિમમાંછે તેના દક્ષિણે આરબી સમુદ્ર અને પશ્ચિમે સોરઠ પ્રાંતછે.

**મુખ્ય રાજ્યો—ભાવનગર**, **પાલીતાણા**, **વળા**, **જસદણ**, **લાઠી**, અને કોટડા પીઠ.

**ભાવનગરનુ રાજ્ય**—એ પહેલા વર્ગનું રાજ્ય છે. તેમાં ગોહીલ રજપૂત રાજ કરે છે. તે શાખે રાવળ અને મહારાજા કહેવાય છે. તેના મહાલો તથા મોટાં ગામો નીચે પ્રમાણે છે.

**ભાવનગર**—ખંભાતના અખાત ઉપર બંદર છે તેમાં રાજધાની છે. તે કાઠિઆવાડમાં વસ્તી અને વેપારમાં સૌથી મોટું છે. કાઠિયાવાડનું રૂ આ બંદરેથી મુંબઈ ચડે છે. વેપારનો મુખ્ય સંબંધ મુંબઇ સાથે છે.

**શિહોર**—એમાં તાંબા પીતળનાં વાસણ સારાં થાયછે. એનું બીજું નામ સિંહપુરછે. ભાવનગરની પહેલાં અહીં રાજધાની હતી. ગૌતમ કુંડ નામે તીર્થની જગ્યા છે.

**મહુવા**—એ આરબી સમુદ્રને કાંઠે બંદર છે. અહીંનું પ્લાંટેશન વખાણમાં છે, ને હાથીદાંત તથા લાકડાની કારીગરી અને રમકડાં સારાં થાય છે.

**કુંડલા**—કુંડલી નદીને પશ્ચિમ કાંઠેછે, અને પૂર્વ કાંઠે **સાવર** ગામ છે. અહીં લોઢાનાં વાસણો પેટીઓ, તોળવાના કાંટા, ઘોડાનો સામાન એ સારાં થાય છે.

**ગઢડા**—એમાં સ્વામીનારાયણનું મોટું ધામ છે. તેથી તે ધર્મનું જાત્રાનું સ્થળ છે. તેને પાદર ઘેલો નદી છે. તેને ઉન્મત્ત ગંગા કહે છે.

**તળાજા**—એમાં પહેલાં કાઠિનું રાજ હતું, ત્યાં **એભલવાળો** કરીને પ્રખ્યાત રાજા થઈ ગયો છે. તળાજાના ડુંગરો ઉપર શ્રાવકનાં દેરાં છે. નૃસિંહ મહેતાનો જન્મ તળાજામાં થયો હતો.

એ સિવાય **બોટાદ, ઉમરાળા, લીલીયા, રાજુલા, ડુંગર, પીપાવાવ, ઝાંઝમેર, ધોળા,** અને **વરલ,** એ મહાલો તથા મોટાં ગામો છે. **ગઢેચી** એ કાઠિઆવાડ રેલવેનું મુખ્ય સ્થળ છે. તેના મોટા અમલદારો ત્યાં રહે છે. અને ગાડીયો સુધારવાનું કારખાનુંછે

**પાલીતાણા**—એ બીજા વર્ગનું સંસ્થાન છે, રાજા ગોહીલ રજપૂત છે અને ઠાકોર કહેવાય છે. પાલીતાણા રાજધાની શેત્રુંજા પર્વતની તળેટીમાં છે તેને પાદર શેત્રુંજી નદી વહે છે. બીજુ મોટું ગામ **ગારીયાધર** છે.

**વળાનું** રાજ્ય—એ ત્રીજા વર્ગનું રાજ્ય છે. રાજા ભાવનગરથી ઉતરેલા ગોહીલ રજપૂત છે, ને ઠાકોર કહેવાય છે. **વળાની** પાડોશમાં **વલભીપુર*** નામે નગર હતું. હાલ તેના ખંડેર જોવામાં આવે છે.

---

* જુના વખતમાં વલભીપૂર મોટું નગર હતું, ત્યાંના વેપારી ઘણા પૈસાદાર હતા. તેમાં કાકુ કરીને એક વાણીયો એટલો બધો પૈસાદાર હતો, કે તેની દીકરીને માથું ઓળવાને સોનાની રત્ન જડીત કાંચકી હતી. તે વલભીપુરના રાજાની દીકરીએ માગી પણ કાકુએ તે આપી નહીં, તેથી રાજાએ જુલમથી પડાવી લીધી. આથી કાકુ ક્રોધે ભરાયો, અને સિંધના આરબ રાજાને ઘણો પૈસો આપી તેડી લાવ્યો. તે રાજાએ વલભીપુરનો નાશ કર્યો, અને કાકુ **દેશદ્રોહી** કહેવાયો.

**જસદણ**—એ ત્રીજા વર્ગનો તાલુકો છે. રાજા ખાચર કાઠી છે, **જસદણમા** રાજધાની છે; અને **વીંછીયા** તથા **ભોયરા** મોટાં ગામો છે.

**લાઠી**—એ ચોથા વર્ગનો તાલુકો છે, રાજા ગોહીલ રજપૂત છે, ભાવનગરના રાજા લાઠીથી ઉતર્યા કહેવાય છે.

એ સિવાય **કોટડાપીઠા, સોનગઢ, ચોક, દાઠા, ગણધોળ ચમારડી** અને **બાબરા**, એ નાના તાલુકા છે **દાઠા, ગણધોળ,** અને **ચોક** એ ઉડસરવૈયાવાડના તાલુકા છે.

## ૩. સોરઠ પ્રાંત.

આ પ્રાંત ગોહીલવાડની પશ્ચિમે, અને હાલાર તથા કાઠિઆવાડની દક્ષિણે છે. તેનો દક્ષિણ ભાગ આરબી સમુદ્રના કિનારા પર આવેલો છે. આ રાજકીય પ્રાંતમાં **સોરઠ, બર્ડો, બાબરીયાવાડ,** એને થોડો કાઠિઆવાડ પ્રાંત, એ ચાર પ્રાંતનો સમાસ થાય છે.

**મુખ્ય,** રાજ્યો,—**જુનાગઢ, પોરબંદર, જાફરાબાદ, બાંટવા માણાવદર, જેતપુર, વસાવડ, અમરાપુર.** એ આઠ રાજ્યોછે. અને **ડેકાણ, વીંછાવડ, કુબા** અને **લાખાપાદર** એ થાણા તાબાના તાલુકા છે.

**જુનાગઢનું રાજ્ય**—એ પહેલા વર્ગમાં પહેલા નંબરનું રાજ્ય છે. તેમાં બાબી મુસલમાન રાજા રાજ કરે છે; અને તે નવાબ સાહેબ કહેવાય છે, તેમના તાબામાં ૮૯૦ ગામો છે. તેના મહાલ તથા મુખ્ય ગામો નીચે પ્રમાણે.

**જુનાગઢ**—રાજધાનીનું **શહેર છે.** આ **શહેર** ઘણું જૂનું **હોવાથી** તેનું નામ જૂનાગઢ પડ્યું છે. તેમાં ઉપરકોટ નામે જૂનો

કીલ્લો છે. જેમાં ચુડાસમા રાજાઓના વખતનાં જૂના ખંડેર તથા અડીકડી વાવ, અને નોંઘણ કુવો જોવા લાયક છે. જૂનાગઢથી ગીરનાર ઉપર જતાં રસ્તામાં અશોકનો શિલા લેખ આવે છે. તે બેહજાર વર્ષનો જૂનો છે. અહીં નરસિંહ મહેતા નામે ગુજરાતી ભાષાના પહેલા કવિ અને ભકત થઈ ગયા છે, તેમની જગ્યાને નૃસિંહ મહેતાનો ચોરો કહે છે. ગામમાં નવાબ સાહેબનો મુકબરો, કચેરી, અને સરકલ જોવા જેવા છે.

**વેરાવળ**—એ જૂનાગઢના રાજ્યમાં સૌથી મોટું બંદર છે. તેનો સમુદ્ર માર્ગે વેપાર સારો ચાલે છે. અહીંની ધોળી ડુંગળી વખણાય છે. આરબ લોકો અરબસ્તાનથી ખજુર, તથા ખારેક અહીં લાવે છે. અને અહીંથી કાઠિયાવાડના બધા ભાગમાં જાય છે.

**પાટણ**—આ શહેરને પ્રભાસપાટણ કહે છે. પ્રભાસક્ષેત્ર સૌથી મોટી તીર્થની જગ્યા ગણાય છે. તેમાં સોમનાથ મહાદેવનું દેરૂં છે. જૂનું દેરૂં જેને મહમદ ગીજની, અલાઉદ્દીન; અને ઔરંગજેબે તોડયું હતું, તેનું ખંડેર હજુ ઉભું છે. તોડયા પહેલાં તેની જાહોજલાલી બહુ હતી. તેના થાંભલામાં હીરા અને માણેક જડેલાં હતાં, અને સોનાની સાંકળે ઘંટ લટકાવ્યો હતો. દરરોજ નવું ગંગાજળ મંગાવી સોમનાથજીને નવરાવવામાં આવતા. અહીં સઘળા ધર્મના હિંદુઓ જાત્રાએ આવે છે, અને ત્રવેણીમાં શ્રાધ સારે છે. ત્રવેણી કાંઠે દેહોત્સર્ગની જગ્યા છે. ત્યાં દ્વારકાંના જાદવો માંહોમાંહે કજીયો થવાથી કપાઇ મુવા હતા. તેને જાદવા સ્થળી કહે છે. કૃષ્ણ ભગવાને પણ અહીંજ દેહ છોડયો હતો.

**ઉના**—એનું જૂનું નામ ઉન્નતપુર છે. તેમાં પ્રથમ બ્રાહ્મણોનું

રાજ્ય હતું. તે પરથી ઉનેવાળ બ્રાહ્મણ થયા છે, તેની પાસે **ગુપ્ત** પ્રયાગ નામે તીર્થની જગ્યા છે, અને **દેલવાડા** મોટું ગામ છે, નૃસિંહ મહેતાની દીકરી કુંવરબાઈનું મામેરૂં ઉનામાં ભર્યું હતું.

એ સિવાય **માળીયા** હાટીના, અને **ચોરવાડ**. અહીંનો વજીફો સારો છે. અને પાન સારાં થાય છે. **કેશોદ, વંથળી, શીલ, સુત્રાપાડા, વડાળ, નવાગઢ, બાલા** ગામ, **કુતીઆણા, વિસાવદર, બગડુ, ભેંસાણ, જોરાઇ, શાહપોર**, અને **ગાત્રકડા** એ મહાલો છે. તથા **અજાબ, સર્હીઆરી, નાગેશ્રી, શેરગઢ, ઘેડબગસરા, રાણપુર, ભંડુરી**, અને **મજેવડી** એ મોટાં ગામો છે. મજેવડીમાં રાણકદેવીને ઉછેરનાર હડમત કુંભાર રહેતો હતો. જૂનાગઢથી દક્ષિણે **દાત્રાણા**, અને **મોણીયા** ગામ છે ત્યાં નાગબાઇની જગ્યા છે.

**પોરબંદરનું રાજ્ય**—એ બરડા પ્રાંતમાં છે. પહેલા વર્ગનું રાજ્ય છે. રાજા જેઠવા રજપૂત છે, અને તેઓ હનુમાનજીના દીકરા મકરધ્વજના વંશના છે એમ કહેવાય છે. આ પ્રાંતની પ્રથમ રાજધાની બર્ડાપર્વતોમાં ધુમલી કરીને જગ્યા છે તેમાં હતી. તેમાં **ભાણ** તથા **હલામણ** એ બે પ્રખ્યાત રાજાઓ થઈ ગયા છે.

આ રાજ્યનાં મુખ્ય શહેરો તથા ગામો--**પોરબંદર** એ રાજધાની છે, તેનું બીજું નામ સુદામાપુરી છે *

---

* ઘણા જૂના વખતમાં પોરબંદરમાં સુદામાજી રહેતા હતા. તે નાનપણામાં સંદિપઋષિને ઘેર કૃષ્ણ ભગવાન તથા તેમના ભાઈ બળદેવ સાથે ભણતા હતા, તે ત્રણેને ઘણીજ મિત્રાચારી હતી. એક વખત ગોરાણીએ તે ત્રણે જણને લાકડાં લેવા મોકલ્યા. જંગલમાંથી લાકડાં કાપીને ઘેર આવતાં વાર લાગે તેથી ભાતામાં દાળીઆ લઇ ગયા હતા. લાકડાં કાપતાં મોડું થયું તેથી સુદામાજીને

**માધવપુર**—એ તીર્થની જગ્યા છે. કૃષ્ણ ભગવાન રૂક્ષ્મણીજીનું હરણ કરીને અહીં પરણ્યા એમ કહેવાય છે. **રાણાવાવ,**

---

ઘણી ભૂખ લાગી, એટલે છાનામાના થોડા દાળીઆ ખાઈ લીધા. ભગવાન તો આ વાત જાણતાજ હતા. તેથી કહ્યું કે—" દરિદ્રિ થોડીવાર પણ ભૂખ ખમી શકયો નહિ? " પછી તેઓ સૌ ભણી-ગણીને ઘેર ગયા. સુદામાજી બધાં શાસ્ત્ર સારી રીતે ભણ્યા હતા. તોપણ ભગવાનનાં ઉપરનાં વચનોથી તેને એટલું બધું દારિદ્ર આવ્યું કે એક ટંકનું પણ ખાવાનું મળે નહિ, છોકરાં છૈયાં સૌ ભૂખે મરે. આવી ગરીબ સ્થિતિનું કારણ ભગવાન પોતે છે. એમ સુદામાજી સમજતા હતા, તો પણ કૃષ્ણ ભગવાન ઉપર તેમનો ઘણોજ ભાવ હતો. ઘડી પણ તેમને વિસારતા નહિ.

એક દીવસ તેમની સ્ત્રીએ કહ્યું કે સ્વામીનાથ ! છોકરાં ભૂખે મરે છે, તે મારાથી જોઈ શકાતું નથી, માટે આપ આપના મીત્ર જદુપતિ હાલ દ્વારકાંના રાજા છે, તો તેમની પાસે જઈ કાંઇ માગી લાવો તો સારૂં. મિત્ર પાસે માગવું એ સુદામાજીને મોત સમાન લાગ્યું પણ શું કરે ! લાચાર, તેમ કર્યા વિના બીજો ઉપાય નહોતો.

ભગવાનને ભેટ ધરવા સારૂ થોડા તાંદુલ ( કાંગ ) ફાટેલા લુગડામાં બાંધી લઇ સુદામાજી દ્વારકાં ગયા. પોતાનો જૂનો મિત્ર અને ભક્ત આવ્યો છે એ જાણી ભગવાન તેને બહુ હર્ષથી મળ્યા, અને તેની ભક્તિ ઉપર પ્રસન્ન થઇ ભાવથી આણેલી કાંગ અમૃત તૂલ્ય માની ભગવાને આરોગી, અને તેથી સુદામાજીનાં દારિદ્ર કાપી નાંખ્યાં અને પાર વિનાની સ્મૃદ્ધિ તેમને આપી દીધી. ભક્તિ કરનારને આવાં સારાં ફળ મળે છે.

**કંડોરણા**, અને **રાવળ,** એ મોટાં ગામો છે. **નવી બંદર** એ નાનું બંદર છે.

**જાફરાબાદ**—એ બીજા વર્ગનું સંસ્થાન છે. તેના રાજા જંજીરામાં રહે છે. તે હબસી મુસલમાન છે. જાફરાબાદનું બંદર બહુ સારૂં છે. પણ વેપાર જોઇએ તેવો ચાલતો નથી.

**બાટવા**—એ ત્રીજા વર્ગનો તાલુકો છે. તેમાં જૂનાગઢથી ઉતરેલા બાબી મુસલમાન રાજાઓ રાજ્ય કરે છે. તેમાં **બાટવા, માણાવદર** અને **સરદારગઢ** એ તાલુકા તથા મોટાં ગામો છે.

**જેતપુર**--એમાં વાળાકાઠી રાજ્ય કરે છે. આ ત્રીજા વર્ગનો તાલુકો છે. પણ તેમાં ઘણા ભાગદારો હોવાથી રૈયતના ઇન્સાફને માટે એક **તાલુકા કોર્ટ** સ્થાપીછે. જેતપુર ભાગદારોનાં ગામો:—

**જેતપુ ખીલખા, મે** **તળ, વડીઆ, લૂણી, કુકાવાવ, વાઘણીઆ, શેખનાપીંપરીઆ,** અરવાળા અને **સનાળા** વગેરે છે. **બગસરા** એ જુદો તાલુકો છે.

**વસાવડ**—એ નાગરોનો તાલુકો છે અને તે ઉપરથી નાગરોની વસાવડા એવી અટક પડેલી છે.

**અમરાપુર**—એમાં મોટું ગામ **અમરાપુર** છે.

## ૪. હાલાર પ્રાંત

**સીમા**—પૂર્વમાં ઝાલાવાડ, દક્ષિણમાં સોરઠ, પશ્ચિમમાં ઓખા મંડળ, આરબી સમુદ્ર અને કચ્છનો અખાત. અને ઉત્તરમાં કચ્છનો અખાત, કચ્છનું રણ અને કચ્છ પ્રાંત છે.

આ રાજ્યકીય પ્રાંતમાં હાલાર અને મચ્છુ કાંઠો એ બે પ્રાંતનો સમાસ થાય છે.

**મૂખ્ય રાજ્યો**—**નવાનગર, ગોંડળ, મોરબી, રાજકોટ, ધ્રોળ, વાંકાનેર, વીરપુર, કોટડાસાંગાણી, માળીઆ, મેંગણી, ગવરીદડ, કોઠારીઆ** અને **જાળીઆ.** **લોધીકા, રાજપરા, ખીરસરા** અને **ધ્રાફા** એ થાણા તાબાના તાલુકા છે.

**નવા નગરનું રાજ્ય**—એ પહેલા વર્ગનું છે, રાજા જાડેજા રજપૂત છે. તે હાલારના બધા જાડેજાઓના મુરબ્બી છે. અટકે રાવળ છે, અને જામ સાહેબ કહેવાય છે. મોટાં ગામો નીચે પ્રમાણેઃ—

**નવા નગર**—એને લોકો **જામનગર** અથવા **નગર** પણ કહે છે. એ રાજધાનીનું શહેર છે. તે **નાગમતિ** નદી ઉપર છે. તેની પાડોશમાં કચ્છના અખાતમાંથી મોતી નીકળે છે. ત્યાનું વૈદક, સોનેરી ભરત, કંકુ અને બીજી કેટલીક કારીગરી વખણાય છે લોકો શોખીન છે.

**જોડીઆ**—કચ્છના અખાતને છેડે બંદર છે. અને કચ્છ તથા સિંધ સાથે તેનો વેપાર છે **આમરણ**, એ નવાનગરનું જાગીરી ગામ છે, અને ખવાસના તાબામાં છે. ત્યાં દાવલશાહની પ્રખ્યાત જગ્યા છે, **ખંભાળીઆ**, તેમાં ભટીઆ લોકો પૈસાદારછે, **સલાયા**, એ કચ્છના અખાત ઉપર બંદર છે. ત્યાંના ખાળામાંથી પણ મોતી નીકળે છે. **કાળાવડ**, ત્યાં શીતળા માતાની જગ્યા છે, અને લોકો શીળી નીકળે ત્યારે તેની માનતા કરી ત્યાં જાય છે. એ સિવાય **કંડોરણા, જોધપુર, પડધરી, હડીઆણા, બાળંભા, ભાણવડ, લાલપુર, છીકારી** અને **વણથળી** એ મોટાં ગામોછે.

**ગોંડળનું રાજ્ય**—એ પહેલા વર્ગનો તાલુકોછે. રાજા જાડેજા રજપૂત છે, અને ઠાકોર કહેવાય છે મુખ્ય ગામો **ગોંડળ,** એ

રાજગાદીનું શહેર છે. ગોંડલી નદીને પશ્ચીમ કાંઠે છે. **ધોરાજી** એ ભાદર નદીની દક્ષિણે એક માઇલ ઉપર છે.

**ગણોદ**—એની પાસે દર વરસે ભોળા લોકોનો મોટો મેળો ભરાય છે. ઉપલેટા, **ભાયાવદર; સુલતાનપુર** અને **સરસઈ** એ મોટાં ગામો છે.

**મોરબીનું રાજ્ય**—એ પહેલા વર્ગનો તાલુકો છે. રાજા જાડેજા રજપૂત છે, અને ઠાકોર કહેવાય છે. તેમાં **મોરબી** એ રાજગાદીનું શહેર મચ્છુ નદી ઉપર છે. શહેરની બાંધણી સારી છે. મચ્છુ ઉપર બાંધેલો ઝુલતો પૂલ જોવા લાયક છે. **વવાણીયા** બંદર છે, અને **ટંકારા** મોટું ગામ છે. **માળીયા** એ મીયાણાનો જૂદો તાલુકો છે. આ રાજ્યો મચ્છુ કાંઠામાં છે.

**રાજકોટ**—એ બીજા વર્ગનો તાલુકો છે. રાજા જાડેજા રજપુત છે, અને ઠાકોર કહેવાય છે. તે આજી નદી ઉપર રાજધાનીછે અને ગવર્નરનો એજંટ વગેરે એજન્સીના અમલદારો પણ અહીં રહે છે, ત્યાં અંગ્રેજી લશ્કરની છાવણી છે. ટ્રેનિંગ કોલેજ, હાઇસ્કૂલ, બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કોલેજ, રાજકુમાર કોલેજ, અને લાંગ લાઇબ્રેરી, એ સહરની હદમાં આવેલાં છે. લાંગ લાઇબ્રેરીમાં એક મોટું મ્યુઝીયમ પ્રદર્શન રાખ્યું છે; અને કોનોટ હોલમાં મહારાણી શ્રીનું બાવલું પધરાવેલું છે. ગર્ભ સુતરૂ સાટીન, તથા કચ્છા અહીં સારા બને છે. **સરધાર, કુવાડવા**, એ મોટાં ગામ છે, અને **કોઠારીયા** એ જૂદો તાલુકો છે.

**ધ્રોળ**—એ બીજા વર્ગનો તાલુકો છે. રાજા જાડેજા રજપુત છે. અને ઠાકોર કહેવાય છે. મોટાં ગામ **ધ્રોળ** અને **સરપદડ** છે.

**વાંકાનેર**—એ બીજા વર્ગનો તાલુકોછે. રાજા ઝાલા રજપૂત

છે, અને રાજ સાહેબ કહેવાય છે. મૂખ્ય શહેર **વાંકાનેર** તેમાં રાજધાની છે તે મચ્છું નદીના વાંક ઉપર બાંધેલું છે તેથા તેનું નામ વાંકાનેર પડ્યું છે. અહીંથી ત્રણ ગાઉપર જડેશ્વર મહાદેવની તીર્થની જગ્યા છે. જાડેજા રજપૂતોને હાલારનું રાજ જડેશ્વર મહાદેવે આપ્યું છે એમ કહેવાય છે.*

**વીરપુર**—ચોથા વર્ગનો તાલુકો છે. તેમાં જલોભક્ત પ્રખ્યાત થઇ ગએલ છે રાજા જાડેજા રજપૂત છે.

**કોટડા સાંગણી** અને **માળીયાં** મીયાણાનું એ ચોથા વર્ગના તાલુકા છે.

**મેગણી** તથા **ગવરીદડ** એ પાંચમા વર્ગના તાલુકા છે

## ગાયકવાડનો અમરેલી પ્રાંત.

ગાયકવાડ સરકારના તાબાનો મુલક કાઠિયાવાડમાં છે તેને અમરેલી પંચમહાલ કહે છે. ૧ **અમરેલી**, ૨ **ધારી**, ૩ **દામનગર** ૪ **કોડીનાર** અને ૫ **ઓખામંડળ**, તેમાં **અમરેલી** મુખ્ય છે. **ઓખામંડળમાં** **દ્વારકાં** અને બેટ બે તીર્થની જગ્યા છે. અહીં રણછોડજીની જાત્રા માટે દૂર દૂરના હિંદુઓ આવે છે. **ચાવંડ**, **સીધાનગર** અને **ભીમકટા** એ મોટાં ગામો છે.

કાઠિયાવાડનાં **બંદરો**—જોડીયા, નવા નગર, સલાયા, દ્વારકાં, પોરબંદર, નવીબંદર, માધવપુર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, મહુવા, તળાજા, ઘોઘા, અને ભાવનગર.

---

* જડીઓ વસે જંગલમાં, ઘોડા તણો દાતાર;
ત્રુઠયો રાવળ જામને, હાંકી આપ્યો હાલાર.

**બેટ**—શંખોદ્ધાર, દીવ, શિયાળ, અને પીરમ.

**હવાખાવાનાં ઠેકાણાં**—બાલાચડી, વેરાવળ, ગોપનાથ, **અહીં** સાહેબ લોકો હવા ખાવા જાય છે.

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકાં, બેટ, પ્રભાસપાટણ, ગીરનાર, શેત્રુંજો, ગઢડા, મૂળી, પ્રાચી, તુળશીશ્યામ, ઓશમ, અને માધવપુર.

## પાલણપુર એજન્સી.

એ એજન્સી ગુજરાતની ઉત્તરમાં છે. તેમાં ૧૧ સંસ્થાન અને ૧૧૭૫ ગામ છે. તે પાલણપુરના પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટના તાબામાં છે. તેનો ઈશાન ખુણાનો ભાગ ડુંગરી છે અને બાકીનો સપાટ છે.

**નદીઓ**—**બનાસ**, અને **સરસ્વતી.**

**સંસ્થાનો**—**પાલણપુર**, **રાધનપુર**, **વરાઈ**, **તેરવાડા**, એ મુસલમાન રાજાઓનાં છે. **થરાદ**, **વાવ**, **સુઇગામ**, **દેવર** અને **સાંતલપુર** એ રજપુત રાજાઓનાં છે, અને **ભાભર ને કાંકેજ** કોળી ઠાકરડાનાં છે.

**મુખ્યગામ**—**પાલણપુર** એમાં પઠાણ રાજા છે, ને દીવાન કહેવાય છે. સિદ્ધરાજનો જન્મ ૧૧૭૧ માં અહીં થયો હતો. **ડીસા** એમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે. **રાધનપુર**ના રાજા બાબી મુસલમાન છે, અને નવાબ કહેવાય છે. જ્યારે અમદાવાદ પેશ્વાએ સર કર્યું. ત્યારે અમદાવાદના સૂબા જુમામર્દખાં બાબીએ આ રાજ્ય સ્થાપ્યું. **સમી**, અને **મુજપુર** મોટાં ગામો છે. **વારાઇ** જત મુસલમાનનું અને **તેરવાડા** બલોચનું છે. **સાંતલપુર** કચ્છના ભાયાત જાડેજાનું છે. **ભાભર**, **કાંકેજ**, **થરાદ**, અને **સુઇગામ** તે તે તાલુકાનાં ગામો છે.

પાલણપુર, અને કાંકેજ ગાયકવાડને ખંડણી આપે છે બાકીનાંને શિર ખંડણી નથી.

**નીપજ**—ઘઉં, ડાંગર, બાજરી, વગેરે ધાન્ય, શેરડી, રૂ, અફીણ અને ઈમારતી લાકડું.

## મહીકાંઠા એજન્સી.

આ એજન્સી ગુજરાતના ઈશાન ખૂણામાં છે. તે પોલીટીકલ એજંટના ઉપરીપણા નીચે છે, ને **સાદરા**માં રહે છે. તેમાં ૬ સંસ્થાન છે. તેમાંનાં ઘણાં ખરાં કોળી ઠાકોરોનાં છે, અને મુખ્ય મુખ્ય રજપુતનાં છે. આ સંસ્થાનની ઉત્તરે અને પૂર્વે ડુંગરો અને જંગલો છે, બાકીનો ભાગ સપાટ છે.

**નદીઓ—સાબરમતી, વાત્રક, હાથમતી, ખારી, મેશ્વો, અને માજુમ.**

**સંસ્થાનો**—ઇડર, **દાંતા, મોહનપુર, માલુસણા, માણુસા,** અને **ઘોડાસર,** તેમાં માલુસણા ને ઘોડાસર કોળી ઠાકોરોનાં છે. બાકીનાં રજપૂતનાં છે.

**મુખ્ય ગામો—ઇડર** એમાં જોધપુરના ભાયાત રાઠોડનો અમલ છે, ને મહારાજા કહેવાય છે. **દાંતા**માં પરમાર રજપુતનું રાજય છે. તેની પાસે આરાસુરના ડુંગર ઉપર અંબાજી માતાનું દેરૂં છે. અને **અરપોદ્રા**માં અબરખની **ખાણો** છે. **અહમદનગર** એ ઇડરના રાઠોડોને દાબમાં રાખવા અહમદશાહે વસાવ્યું છે. **શામળાજી**, અને **ખેડબ્રહ્મા** એ જાત્રાનાં ઠેકાણાં છે ત્યાં દર વરસે મેળો ભરાય છે. **મોહનપુર, માલુસણા, કટોસણ, માણુસા** અને **ઘોડાસર** એ ગામો છે. કેટલાંક ગાયકવાડને અને કેટલાંક ઇડરને ખંડણી આપે છે.

**નીપજ**—શેરડી, કોદ્રા, અનાજ, અને કઠોળ.

## રેવાકાંઠા એજન્સી.

ગુજરાતની પૂર્વ હદમાં, પંચમહાલની વચ્ચે, અને દક્ષિણે આ એન્સી છે. તેની જમીન પહાડી, અને ઝાડોનાં જંગલવાળીછે. એમાં ૬ મોટાં સંસ્થાન છે. તેઓ ગાયકવાડ અને અંગ્રેજ સરકારને ખંડણી આપે છે.

**પર્વત**—રાજપીંપળાના તેમાં પાવાગઢ મુખ્ય છે.

**નદીઓ—મહી, નર્મદા, પુનમ, ગોમા, ઢાઢર, અને વિશ્વામિત્રી.**

**સંસ્થાનો—રાજપીંપળા, છોટા** ઉદેપુર. **બારીયા, લુણાવાડા, સુંથ** અને **વાડાસીનોર.** વાડાસીનોર મુસલમાની અને બાકીનાં રજપુતનાં છે.

**મુખ્ય ગામો—નાંદોદ** એ રાજપીંપળાનું મુખ્ય ગામ છે તે અને **છોટાઉદેપુર, બારીયા** એ ત્રણ પતાઈ રાવળના વંશનાં છે. **લુણાવાડા, સુંથ, વાડાસીનોર** એ મુખ્ય ગામો છે. ચાંપાએ વસાવેલું **ચાંપાનેર** આ સંસ્થાનમાં છે.

આ એજન્સીનો પોલીટીકલ એજંટ પંચમહાલનો કલેકટર કહેવાય છે.

## ગાયકવાડ સંસ્થાન

આ રાજ્ય **પિલાજી** ગાયકવાડે પેશ્વાની પડતીના વખતમાં સ્થાપ્યું છે. તેના પ્રાંતો, જીલ્લા અને એજન્સીઓમાં શેળભેળ થઇ ગએલા છે. તેથી છૂટા છૂટા છે. ઘણે ભાગે જમીન સપાટ અને રસાળ છે. વડોદરા પ્રાંતની વસ્તી સૌથી ઘાટી છે. ગુજરાતમાં સૌ-

થી મોટું દેશી રાજ્ય આ છે. ગુજરાતનાં ઘણાંખરાં દેશી રાજ્યો ગાયકવાડને ખંડણી ભરે છે.

આ રાજ્યના મુખ્ય ચાર પ્રાંત કરેલા છે. ૧ **કડીપ્રાંત**, ૨ **વડોદરા પ્રાંત**, ૩ **નવસારી પ્રાંત**, ૪ **અમરેલી પ્રાંત**.

**કડી પ્રાંત**—આ પ્રાંતના દશ મહાલ કરેલા છે. તેના મહાલો તથા ગામોઃ—

**પાટણ**—એ વનરાજ ચાવડાએ વસાવેલું છે, પહેલાં તે ગુજરાતની રાજધાની હતું અહીંનાં પટોળાં, માટીનાં વાસણ, અને સુડીયો સારાં થાય છે. **સિદ્ધપુર** એનું જૂનું નામ **શ્રીસ્થલ છે.** તેમાં મૂળરાજે બંધાવેલ રૂદ્રમાળાને અલાઉદ્દીન ખુનીએ તોડી નાંખવાથી હાલ ખંડેર છે. અહીં સરસ્વતી નદી પાસે બિંદુસરોવરછે. ત્યાં લોકો શ્રાદ્ધ સારે છે. તેને માતુ ગયા કહે છે. **વિસનગર** અજમેરના રાજા વિશળદેવે ભીમને હરાવ્યો ત્યારે સ્મરણ તરીકે વસાવ્યું છે. ત્યાં હળદર, તાંબા પીતળનાં વાસણ, ધાટ અને ચાર સારાં થાય છે. **વડનગર** એ વડનગરા નાગરનું મૂળ સ્થાન છે. ત્યાંનાં સારંગી ને સીતાર વખણાય છે. **કડી**, અને **ડભોઇના** કિલ્લા વાઘેલા વિશળદેવે બંધાવ્યા છે. કડી પરગણાના બળદ, **આતરસુંબાનાં** છરા તથા છરી, **વિજાપરનું** અફીણ વખણાયછે. **કલોલ**, **દેહગામ**, અને **મહેસાણા** મહાલો છે. **ઊંઝામાં** કડવા કણબીની કુળ દેવી છે. **ઉનાવામાં** મીરાં દાતારની જગ્યા છે. **બહેચર** પાસે શંખલપુરમાં બહુચરા માતાની પ્રખ્યાત જગ્યા છે. ત્યાં વરસમાં બે વાર જાત્રા ભરાય છે.

**વડોદરા પ્રાંત**—આ પ્રાંતના દશ મહાલ કરેલા છે. તેનાં મુખ્ય ગામોઃ—**વડોદરા** વિશ્વામિત્રી નદી ઉપર રાજધાનીછે. **પ્રેમા-**

**નંદ** નામે પ્રખ્યાત કવિ આ શહેરમાં થઇ ગયો છે. અહીં લક્ષ્મી વિલાસ મહેલ જોવા લાયક છે. અંગ્રેજ સરકારની લશ્કરી છાવણી અને **રેસીડેન્ટ** અહીં રહે છે. સિવાય **સીનોર, પેટલાદ, ડભોઈ** અને **ચાણોદ**, એ મહાલો તથા ગામો છે.

**નવસારીપ્રાંત**—આ પ્રાંતમાં ૮ મહાલ છે. તેમાં **નવસારી** અને ગણદેવી મુખ્ય છે. ત્યાંનો ગોળ વખણાય છે.

**અમરેલા પ્રાંત**—આ પ્રાંતમાં પાંચ મહાલ છે, તેથી અમરેલી પંચમહાલ કહેવાયછે. **અમરેલી, ધારી, દામનગર, કોડીનાર,** અને **એખામંડળ** એ મહાલ તથા **ચાવડ, સીયાનગર, ભીમકટા** એ ગામો છે. ઓખામંડળમાં **દ્વારકાં** અને **બેટ** ( શંખોદ્ધાર ) એ તીર્થની જગ્યા છે. અને રણછોડજીનું ધામ ગણાય છે.

ચારે પ્રાંતમાં ગાયકવાડ તરફથી સુબા, ન્યાયાધિશ, અને પોલીશ અમલદાર રાખવામાં આવ્યા છે.

**ખંભાત સંસ્થાન**—ખંભાતના અખાતની ઉત્તરમાંછે તેની જમીનમાંથી અકીકના પથ્થર નીકળે છે, રાજા મોગલ જાતના મુસલમાન છે, ને નવાબ કહેવાય છે. તે ખેડાના કલેકટરની દેખરેખમાં છે. મુખ્ય ગામ **ખંભાત** છે. તેનું જૂનું નામ **સ્તંભાવતી** છે, તેમાં સુતરાઉ કાપડ, શેત્રંજી, અને અકીકનું કામ સારૂં થાય છે.

**પંચમાહલ એજન્સી**—એમાં મુખ્ય શહેર **નારૂકોટ** છે. તેમાં કોળી ઠાકોરનો અમલ છે. અને એજંટના તાબામાં છે.

**સુરત એજન્સી**—એમાં **વાંસદા**, ને **ધરમપુર** એ રજપુતનાં છે. અને **સચિન** એ મુસલમાનનું છે. તેઓ સુરતના કલેકટરના તાબામાં છે. સચીન તાબાનું **ડુમસ** ગામ સમુદ્ર કિનારેછે. ત્યાં સુરતના ગ્રહસ્થોએ હવાફેર સારૂ બંગલા બાંધેલા છે,

**મુખ્ય બંદર**—ઘોઘા, ઘોળેરા, ધોળકા, ખંભાત, ભરૂચ, સુરત, નવસારી, વલસાડ, દમણ; અને બીલીમોરા

**જાત્રાનાં ઠેકાણાં**—આરાસુર, શામળાજી, ખેડબ્રહ્મા, સનખલપુર, ડાકોર, વડતાલ, નર્મદા, શુકલતીર્થ, ચાણોદકન્યાળી.

**હવા ખાવાનાં ઠેકાણાં**—ડુમસ, પાવાગઢ, દાંતા, આબુ.

## ૨ કચ્છ પ્રાંત.

ગુજરાત કાઠિઆવાડના વાયવ્ય ખૂણામાં આ પ્રાંત છે, કચ્છના અખાત, કચ્છના રણ અને મનોરની ખાડીથી આ પ્રાંત જૂદો પડેલો છે.

**સીમા**—ઉત્તર અને પૂર્વમાં કચ્છનું રણ દક્ષિણે કચ્છનો અખાત અને આરબી સમુદ્ર અને પશ્ચિમમાં સિંધુની કોરી નામે શાખા છે. ચોમાસામાં રણની અંદર પાણી ભરાય છે, ત્યારે આ પ્રાંત બેટ જેવો થઇ જાય છે. કચ્છ ૧૭૦ મૈલ લાંબો, ૫૦ મૈલ પહોળો છે. તેમાં ૯૨૮ ગામ છે.

### ભૂતળ રચના.

કચ્છનો દક્ષિણ કાંઠો સપાટ અને રસાળ છે. વાગડ પરગણાની જમીન વધારે રસાળ છે. બાકીનો દેશ ડુંગરીને વેરાન છે. તેમાં પર્વતોની ત્રણ હારો પૂર્વ પશ્ચિમ પડેલી છે. આ ડુંગરો સૂકા છે. કચ્છમાં વખતે ધરતી કંપના આંચકા લાગે છે, તેથી જમીનની સ્થિતિમાં ફેરફારમાં ફેરફાર થઇ જાય છે. કચ્છ લાંબો ને સાંકડો દેશ છે તેને ફરતો અસલ દરિયો હશે, હાલ તે પુરાઇને રણ + બનેલું છે.

---

+ કચ્છનું રણ અજાયબ દેખાવવાળું છે. ચોમાસામાં પાણી ભરાય છે ત્યારે સમુદ્ર જેવો દેખાવ થાય છે. બાકીની ૠતુમાં છબછબીઆં પાણી રહે છે, કોઇ જગ્યાએ વેળુના ગઢલા મીઠાથી છ-

**પર્વતો**—મૂખ્ય ત્રણ હારો છે. ૧ ઉત્તર ધારમાં **કાળો,** અને **રાયમલરો** એ મોટાં શિખરો છે. ૨ મૂખ્ય ધારમાં **ધીણોધર**નું શિખર છે. ૩ ચાંવાની ધારમાં નનામો મૂખ્ય શિખર છે. આ બધાં શિખરોમાં **કાળો** સૌથી ઊંચું શિખર છે.

**નદીઓ**—કચ્છના પર્વતો સૂકા હોવાથી આ પ્રાંતમાં મોટી નદીઓ નથી, પણ નાના વહેળા છે તેમાં ચોમાસામાં પાણી રહે છે. માત્ર ત્રણ નદીઓમાં બારે માસ પાણી રહે છે. ૧ **નાગમતિ** ચાંવાના ડુંગરમાંથી નીકળી કચ્છના અખાતને મળે છે. ૨ **રૂકમાવતી** ચાંવામાંથી નીકળી માંડવી પાસે આરબી સમુદ્રને મળે છે. ૩ **ખારી** ચાંવામાંથી નીકળી ઉત્તરે રણમાં મળે છે.

**ખનીજ**—કેટલાક ડુંગરો પાસે લાવા સાથે નીકળતી કેટલીએક ધાતુઓ પડેલી છે. તેથી પ્રથમ તે ડુંગરો જ્વાળામુખી હશે એમ જણાય છે. માતાજીના મઢ પાસે **ફટકડી** અને **સુરોખાર** નીકળે છે. કોઇ જગ્યોએ કોયલાની ખાણો છે, પણ તે ખોદી કાઢવામાં આવતા નથી. કેમકે બહુ મોંઘા પડે એમ છે.

---

વાગેલા કોઇ જગ્યાએ લીલાં ઘાસ ઉગેલાં અને કોઇ જગ્યાએ કાદવ કીચડ જોવામાં આવે છે. કાંઠેથી ગાઉના ગાઉ સુધી મીઠું જામી ગયેલી જમીન દેખાય છે તેના ઉપર જ્યારે સૂર્યનો તડકો તપે છે ત્યારે નવનવા દેખાવ નજરે પડે છે. કોઇ વખત નાની ઝાડીઓ જેવું, કોઇ વખત મોટાં જંગલો જેવું, કોઇ વખત ચાલતા અને ઝુલતાં જંગલ જેવું દેખાય છે, કોઇ વખત મેદાનમાં જાણે મોટી ફોજ ચાલી જતી હોય તેવું દેખાય છે.

**ખેતી-ઉદ્યોગ-વેપાર**—લોકોનો ઘણો આધાર ખેતી ઉપર છે, અને ખેતીનો મૂખ્ય આધાર વરસાદ ઉપર છે. કેમકે જમીનમાં પાણી બહુ થોડું છે. શહેરના લોકો સાહસીક વેપારી છે; તેઓ વેપાર માટે મુંબઇ વગેરે સ્થળે જઇ વસ્યા છે. ભૂજ તળપદની સોના રૂપા ઉપરની કારીગરી અને રેશમી તથા સોનેરી ભરત દેશાવરમાં વખણાય છે. પેદાશમાં બાજરી, જુવાર, ઘઉં, રૂ, ઉન, દીવેલી, રાઈ, ઘોડા, ગાય, બળદ, ઉંટ, ઘી, તેલ અને ભૂજનું ભરત એ મૂખ્ય છે. અહીં રેલવે નથી, અને દેશ પત્થરવાળો છે તેથી ગાડાં બહુ ચાલી શકતાં નથી; માટે ઉંટ અને ઘોડાં, સ્વારી અને ભાર ભરવાના કામમાં આવે છે.

કચ્છ પ્રાંત ઉપર જાડેજા રજપૂતોનું રાજ્ય છે. તેમાં સૌથી મોટું અને ઉપરી રાજ્ય ભૂજનું છે. ત્યાંના રાજાને મીરઝાં મહારાવ કહે છે. તે અંગ્રેજ સરકારને ખંડણી આપે છે. સરકાર તરફથી એક નાનું લસ્કર તથા પોલિટિકલ એજંટ ત્યાં રહે છે. એ પ્રાંતના સોળ પરગણાં કરેલાં છે.

**મૂખ્ય શહેર—ભૂજ** એ કચ્છની રાજધાની છે તે ઇ. સ. ૧૬૦૫માં રાવ ખેંગારજીએ વસાવ્યું તેમાં સોનેરી તથા રેશમી ભરત અને સોના રૂપા ઉપરની કારીગરી ઉત્તમ થાય છે. યૂરોપની બાંધણીથી રાવ પ્રાગમલજીએ બંધાવેલો રાજમહેલ જોવા લાયક છે. અહીં લસ્કરની છાવણી છે. **માંડવી** એ કચ્છના અખાતને કિનારે મોટું બંદર છે, અને પરદેશ ખાતેના વેપારનું મોટું મથક છે. એની પાસેના દરિયામાંથી મોતી નીકળે છે. **અંજાર, રાપર, અધોઇ** [ મોરબીનું ], **ભચૌ, બેલા, નળીઆ, કોઠારા, તેરા, સુમરીરોહા, ભદ્રેશ્વર,**

**કેરા,** અને **કંથકોટ** એ ગામો છે. **મુદ્રા, લખપત, જખૌ,** અને **તૂણા** એ ચાર બંદરો છે. ઓખામંડળનું **કચ્છીગઢ** ભૂજના તાબામાં છે.

કચ્છના ઘોડા, અંજારના ચપ્પુ, વાગડમાં મગ અને બાજરી અને ભૂજનું ભરત વખણાય છે. દેશમાં **હવાપાણી** સારાં હોવાથી લોકો તન્દુરસ્ત અને બળવાન છે. **ભાષા**—કચ્છી ( જાડેજી ) બોલાય છે. પણ લખાણનો વહેવાર ગુજરાતી ભાષામાં લખાય છે.

## સિંધ.

કચ્છ અને કચ્છના રણથી પશ્ચિમ અને ઉત્તરમાં આ પ્રાંત છે. તેની પશ્ચિમમાં બલુચિસ્તાન, ઉત્તરમાં પંજાબ, અને બલુચિસ્તાન, પૂર્વમાં રજપૂતસ્થાન અને જેસલમેરનું રેતીનું રણ, અને દક્ષિણમાં કચ્છનું રણ ને આરબી સમુદ્ર છે.

**ભૂતળ રચના**—મધ્યભાગ સપાટ છે. પૂર્વ ભાગમાં થરપારકરનાં રેતીનાં રણ છે. અને પશ્ચિમ ભાગમાં હાલા ને સુલેમાન પર્વતો ઉત્તર દક્ષિણ પડેલા હોવાથી પહાડી છે. એ પર્વતો સિંધ ને બલુચિસ્તાનને જૂદા પાડે છે. ઉત્તર ભાગ ઉંચો છે. તેનો ઢાળ દક્ષિણ તરફ હોવાથી સિંધુ નદીનાં પાણી દક્ષિણમાં દોડયાં આવે છે.

**પર્વત**—**હાલા,** અને **સુલેમાન** સિંધ ને બલુચિસ્તાનની વચ્ચે છે.

---

કોઇ વખત કિલ્લાવાળું મોટું શહેર બની જાય છે, અને પાછું નાશ પામે છે; ત્યારે કશું હોતું નથી. આપણા લોકો તેને ગાંધર્વનગર કે મૃગજળ ( ઝાંઝવાં ) કહે છે. રણ કાંઠાના લોકો આ દેખાવને સીકોટ કહે છે.

**નદીઓ**—**સિંધુ** એકજ નદી છે. તે આખા મુંબઇ ઇલાકામાં સૌથી મોટી છે. તે હિમાલયના પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે. એમાં મુલ્તાન સુધી વહાણો અને આગબોટો ચાલે છે. તેથી વેપારને મદદ મળે છે. તેપર **સક્કર, બક્કર, રોરી, સેવાન, હૈદ્રાબાદ,** ઠઠ્ઠા, અને **કરાંચી** છે. આ નદી ઘણી મોટી હોવાથી તેનું નામ **સિંધુ** (સમુદ્ર) પડેલું છે. લોકો તેને મીઠો **મેરામણ** પણ કહે છે.*

**આબોહવા**—દક્ષિણ ભાગની હવા રોગી છે, અને પૂર્વની હવા ગરમ છે. બાકીના ભાગમાં હવા પાણી સારાં છે. લોકો મજબૂત ને કદે ઉંચા છે. માથાના વાળ વધારવાનો અને પાઘડી મોટી બાંધવાનો તેમનામાં રિવાજ છે. કેટલાક તો ૮૦ હાથ લાંબી પાઘડી બાંધે છે.

**ખેતી-ઉદ્યોગ-વેપાર**—સિંધુ નદીના કાંઠાના પ્રદેશમાં ખેતી સારી થાય છે, રેતીનાં મેદાનોને લીધે સિંધમાં વરસાદ થોડો વરસે છે. પણ ચોમાસામાં, અને હિમાલયનું બરફ ઓગળવાથી ઉનાળામાં સિંધુમાં મોટાં પૂર આવે છે, તેથી અને સિંધુમાંથી ઘણી નહેરો ખોદેલી છે. તેથી દેશના ઘણા ભાગમાં પૂરતું પાણી ફરી વળે છે. તેથી ચોમાસુ અને ઉનાળુ બે પાક લઇ શકાય છે. મતલબ કે ખેતીનો આધાર સિંધુ ઉપરજ છે.

**પેદાશ**—ચોખા, જુવાર, બાજરી, ઘઉં, મગ, જવ, રૂ અને તેલનાં બીયાં દેશાવર ખાતે જાય છે. અને અનાજનો વેપાર ઘણો ચાલે છે.

---

* જાળીડા નાંખને જાળ, મીઠા મેરામણ મહીં;
કરમ છે કપાળ કે ઓતેરસેં બરડે રહ્યાં.

મોટાં શહેરોમાં વેપાર ઘણો છે. શેત્રંજી, ચામડાની વસ્તુઓ, અને માટીનાં વાસણ વગેરે કારીગરીનો સામાન પણ બને છે. હૈદ્રાબાદમાં રેશમી તથા સુતરાઉ વણાટ થાય છે.

**ભાષા**—સિંધી અને બલુચી બોલાય છે. સિંધી ભાષા કચ્છીને મળતી છે.

આ દેશમાં પ્રથમ જાદવ વંશના સમા અને સુમરા રજપૂતો રાજ કરતા હતા. પણ મહમદ કાશમે તેમને વટલાવ્યા ત્યારથી એ દેશ મુસલમાનોને હાથ ગયો. છેવટ ઇ. સ. ૧૮૪૨ માં નેપિયર સાહેબે મિયાનીની લડાઇમાં સિંધીઓને હરાવી જીતી લીધો.

સિંધ પ્રાંતના સાત ભાગ પાડેલા છે. તેમાં ખૈરપુર દેશી રાજાનું છે.

૧ **ઉત્તરસરહદ્ જીલ્લો**—એમાં પાંચ તાલુકા છે, અને **જાકોબાબાદ** અને **કંથકોટ** એ શહેરો છે.

૨ **સખર જીલ્લો**—એમાં સાત તાલુકા છે. મુખ્ય શહેર **શિકારપુર** બલુચિસ્તાન સાથેના વેપારનું સ્થળ છે તેથી તેને ખોરાસાનની ભાગોળ કહે છે. **સખર** સિંધુને કાંઠે છે. અને બોલનઘાટને રસ્તે બલુચિસ્તાન જોડે વેપાર ચલાવે છે. **રોરી** અને **ઘોટકી** નાનાં ગામો છે.

૩ **લારખાના જીલ્લો**—એમાં દશ તાલુકા અને **લારખાના** ને **નસીગબાદ** શહેરો છે.

૪ **કરાંચી જીલ્લો**—એમાં અગીઆર તાલુકા છે, ને મુખ્ય શહેર કરાંચી છે. એ મુંબઇથી બીજા નંબરનું બંદર છે. તે વેપાર ને વસ્તીમાં આબાદ છે. બંદર સલામતીવાળું હોવાથી વહાણો **તથા**

આગબોટો સહી સલામત રહી શકે છે. **નગરઠઠ્ઠાનું બીજું** નામ બ્રાહ્મણાબાદ હતું. એ જૂના વખતમાં સિંધની રાજધાનીનું હતું. **શાહબંદર** સિંધુની શાખા ઉપર બંદર છે. સિવાય **કોટ્રી, મીરપુરસાકરા, મીરપુરભટોરા** એ ગામો છે. કરાંચીથી પશ્ચિમમાં **માંજભૂશિર** છે. ત્યાં હીંગળાજ માતાની જાત્રા ભરાય છે.

**હૈદ્રાબાદ જીલ્લો**—એમાં ૧૨ તાલુકા છે. મુખ્ય શહેર **હૈદ્રાબાદ.** તેમાં કારીગરી વાળી શેત્રંજી, રેશમી કાપડ, સુતરાઉ કાપડ બને છે. સિંધમાં કરાંચીથી બીજા નંબરનું આ શહેર છે. **મિયાની** એની પાસેની લડાઇથી સિંધ અંગ્રેજ સરકારને હાથ આવ્યો છે.

૬ **થરપારકર જીલ્લો**—એમાં ૯ તાલુકા છે. મુખ્ય શહેર **ઉમરકોટ** એમાં મહાન અકબર પાદશાહનો જન્મ ઇ. સ. ૧૫૪૨ માં થયો હતો. **નગરપારકર** કચ્છના રણને કાંઠે છે. ત્યાંનું સાંઢણીનું ઘી વખણાય છે. અને જૈનની જાત્રાનું સ્થળ છે.

૭ **ખૈરપુર**—એ દેશી સંસ્થાન છે. તે મીર જાતના મુસલમાનના તાબામાં છે. ત્યાં અંગ્રેજ સરકાર તરફથી પોલિટિકલ સુપ્રીન્ટેન્ડેન્ટ રહે છે.

ઉપર કહ્યા છ જીલ્લાના મુખ્ય અમલદાર તરીકે એક કમીશનર રહે છે. તેના હાથ નીચે કરાંચી, હૈદ્રાબાદ, અને સખર જીલ્લામાં કલેકટર રહે છે. અને બાકીના જીલ્લા પોલિટિકલ સુપ્રીન્ટેન્ડેન્ટના તાબામાં છે.

## દક્ષિણ.

દક્ષિણના બે ભાગ પડેલા છે. ૧ **મહારાષ્ટ્ર** અને ૨ **દક્ષિણ**

**મહારાષ્ટ્ર** સહ્યાદ્રિ પર્વત ઉત્તર દક્ષિણ લાંબો પડવાથી **મહારાષ્ટ્રના** કુદરતી બે ભાગ પડેલા છે. પર્વતની પશ્ચિમ તરફના ભાગને **કોકણ**

કહે છે અને પૂર્વ તરફના ભાગને **દખણ** કે મહારાષ્ટ્ર કહે છે. એ પ્રમાણે દક્ષિણના ત્રણ ભાગ પડેલા છે. ૧ **મહારાષ્ટ્ર**, ૨ **કોકણ**, ૩ **દક્ષિણ** મહારાષ્ટ્ર. આ ત્રણે ભાગની જમીન પણ અંગ્રેજ સરકાર અને દેશી રાજાઓ વચ્ચે વહેંચાએલી છે.

**ભૂતળ રચના**--ઉત્તરમાં સાતપુડા પર્વત, અને પશ્ચિમ તરફ સહ્યાદ્રિ પર્વતવાળા ભાગો પહાડી છે. પણ તેમની ખીણો ઘણી રસાળ ને વનસ્પતિથી ભરપૂર છે. સહ્યાદ્રિનો પશ્ચિમ ઢાળ ટૂંકો છે. તેમાં મોટી નદીઓ નથી પણ નાના વહેળા ઘણા છે. ઢાળ સીધો હોવાથી વહેળાનાં પાણીનો વેગ ઘણો હોવાથી સમુદ્રનો કિનારો કાપીને ઘણી ખાડીયો બનેલી છે. તેમાં વહાણો રહી શકે છે ને વેપારને સારો આધાર મળે છે. આ રસાળ ખીણને **કોકણપટ્ટી** કહે છે. આરબી સમુદ્રનો વરસાદનો પ્રવાહ, સહ્યાદ્રિ પર્વત સાથે અથડાઇ અહીં અટકે છે તેથી કોકણમાં વરસાદ ઘણો પડે છે. અને જમીન ભેજવાળી રહે છે. તેથી ઇમારતી ઝાડો, બાગાયત, અને ડાંગરનો પાક બહુ થાય છે.

પૂર્વ ઢાળમાં મોટાં મેદાનો ઘણાં છે. તેમાં ગોદાવરી, ભીમા, કૃષ્ણા વગેરે મોટી નદીઓ વહે છે. તેમની આસપાસની જમીન કાળી રૂ પાકે તેવી છે. પણ વરસાદના પ્રવાહને સહ્યાદ્રિ આડો આવવાથી કેટલાક ભાગમાં વરસાદ અનિયમિત વરસે છે. તેથી ચોમાસા સિવાય બીજી રૂતુમાં જમીન કોરી અને ઉજડ પડી રહે છે. ખાનદેશ જીલ્લાનો કેટલોક ભાગ અને વિજાપુર જીલ્લો ઉજડ અને વેરાન છે.

દક્ષિણ મહારાષ્ટ્ર પણ સહ્યાદ્રિવાળા ભાગમાં પહાડી છે, પણ સપાટ અને રૂ પાકે તેવી જમીનવાળો છે. તેમાં કોલ્હાપુર અને ધારવાડ પરગણું વધારે રસાળ છે.

જુનની શરૂઆતથી અહીં ચોમાસું બેસે છે. આપણા દેશમાં

વરસાદ નૈરૂત્ય ખૂણામાંથી આવે છે. હિંદુસ્તાનના ચોમાસાની શરૂઆત લંકાં અને મલબાર કિનારાથી થાય છે. ત્યાં જૂનની શરૂઆતમાં જ ચોમાસું બેસે છે. ત્યારપછી દશ દિવસે મુંબઇમાં વરસાદ આવે છે, અને તે પછી દશ દિવસે ગુજરાત અને કાઠિઆવાડમાં ચોમાસું શરૂ થાય છે.

**પર્વત**—સહ્યાદ્રિ એક જ છે પણ તેના ફાંટા અને શિખરો ઘણા ભાગમાં ફેલાયલાં છે. તેનાં નામ.

**સહ્યાદ્રિ**--ગુજરાતના દક્ષિણ છેડાથી પોર્તુગીઝના ગોવા સુધી લાંબો પડેલો છે. તેમાં ઓસડની વનસ્પતિ અને ઈમારતી ઝાડો બહુ થાય છે. તેનાં જૂદાં જૂદાં શિખરો ઉપર મરેઠાઓ તથા બીજા રાજાઓએ કિલ્લા બાંધેલા છે. તેમાં જુન્નર, સિન્નર, જીંજી, રાયગઢ સિંહગઢ એ મુખ્ય છે. તેમાંથી ગોદાવરી, કૃષ્ણા, ભીમા વગેરે નદીઓ નીકળે છે. મુંબઇથી કલકત્તા, તથા મદ્રાસ જતી રેલવેના રસ્તા, ભોરઘાટ, અને થળઘાટ પાસે પર્વત કોરીને નીચેથી કાઢેલા છે તે જોવા જેવા છે.



**મહાબળેશ્વર**--એ સહ્યાદ્રિનું શિખર છે તેના ઉપરની હવા

સારી ગણાય છે. મુંબઇનો ગવરનર, દેશાવરના રાજા રાણાઓ, અને મુંબઇના ગૃહસ્થો ત્યાં ઊનાળામાં હવા ખાવા જાય છે. તેથી તેના ઉપર મોટા મોટા બંગલા બાંધેલા છે.

**ભીમાશંકર**--એ સહ્યાદ્રિનું એક શિખર છે, તેમાંથી ભીમા-નદી ઉત્પન્ન થાય છે અને તે હવા ખાવાનું ઠેકાણું છે. **ચાંદવડ**--એ સહ્યાદ્રિ પર્વતની ઉત્તરમાં છે, તેનાથી નાશક જીલ્લાના બે ભાગ પડેલા છે. **સાતપૂડા**--એ ખાનદેશ જીલ્લાની ઉત્તરમાં છે.

**નદીઓ**--આ પ્રાન્તની બધી નદીઓનાં મૂળ સહ્યાદ્રિ પર્વતમાં છે

**ગોદાવરી**--એ સહ્યાદ્રિ પર્વતની ત્ર્યંબક નામની ટેકરીમાંથી ઉત્પન્ન થઈ મહારાષ્ટ્ર તથા નિઝામના રાજ્યમાં વહી બંગાળાના ઉપ-સાગરને મળે છે, આ નદી હિન્દુ ધર્મમાં પવિત્ર ગણાય છે. દર બાર વર્ષે બૃહસ્પતિ સિંહ રાશીમાં આવે છે ત્યારે અહીં મોટા મેળા ભરાય છે. તેના ઉપર, **નાશક** ને **પૈઠણ** છે. **ગીરણા**--એ સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી તાપીને મળે છે.

**ભીમા**--એ ભીમાશંકરની ટેકરીમાંથી જુન્નરના કિલ્લા પાસે ઉત્પન્ન થઈ કૃષ્ણાને મળે છે. તેનાપર **પંઢરપુર** ને **મંગળવેઢા** છે. **નીરા** એ સહ્યાદ્રિમાંથી નીકળી ભીમાને મળે છે.

**કૃષ્ણા**--એ આ પ્રાન્તમાં મોટામાં મોટી નદી છે તે મહા-બળેશ્વર પાસેથી ઉત્પન્ન થઈ બંગાળી ઉપસાગરને મળે છે તેના ઉપર **સાંગલી, મીરજ, જમખંડી** વગેરે શહેરો છે. ભીમા, વારણા, ઘટપ્રભા, તુંગભદ્રા એ કૃષ્ણાની શાખાઓ છે.

**વારણા**--એ સહ્યાદ્રિમાંથી નીકળી કૃષ્ણાને મળે છે. **કોયના**--મહાબળેશ્વર પાસેથી નીકળી કૃષ્ણાને મળે છે. **અંબીકા**--સહ્યાદ્રિમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે. **ઘટપ્રભા-મલપ્રભા** એ સહ્યાદ્રિમાંથી નીકળી કૃષ્ણાને મળે છે. **પંચગંગા**--એ સહ્યાદ્રિમાંથી નીકળી કૃષ્ણાને મળે છે. **સીના**--ભીમાને મળે છે અને **માંજરા** એ ગોદાવરીને મળે છે. **શેરવતી**--તુંગભદ્રાને મળે છે. આ નદીનો **ગેરસપ્પા** પાસે ૭૨૦ ફુટ ઊંચેથી ધોધ પડે છે તેની આજુબાજુનો દેખાવ ઘણો રમણીય છે.

**ખનીજ**—જત સંસ્થાનમાં લોઢું અને સુરોખાર નીકળે એવી ખાણો છે. સહ્યાદ્રિ પર્વતના કેટલાક ભાગમાંથી પણ લોઢું નીકળે છે. જત સંસ્થાન તથા કોલ્હાપુરની જમીનમાંથી સોનું રૂપું ગાળવાની કુલડીઓ બને એવી માટી નીકળે છે એ માટીમાં લોઢું મળેલું હોવાથી તેને સખ્ત અગ્નિ લાગતાં પણ તે ફાટતી નથી.

**આબોહવા**--કોકણની હવા ભેજવાળી છે. પર્વત ઉપરની હવા ભીની પણ નિરોગી છે. પર્વતની પૂર્વ તરફના સઘળા દેશની હવા ગરમ અને સૂકી છે, પણ નિરોગી છે. ગરમી સખ્ત પડે છે. સામાન્ય રીતે મહારાષ્ટ્રના લોકો બુદ્ધિવાન, હિંમતવાન અને સુદૃઢ છે.

**ખેતી-ઉદ્યોગ-વ્યાપાર**—દેશનો ઘણો આધાર ખેતી ઉપર છે પણ કારીગરીના ધંધા પણ ઠીક ચાલે છે. નાશક જીલ્લામાં પીતળનાં વાસણ બનાવવાનો અને રેશમ વણવાનો ધંધો સારો ચાલે છે. સતારા, સોલાપુર, અકલકોટ અને હુબળીમાં સૂતરાઉ કાપડ બનાવાય છે, બેલગામમાં રેશમી તથા સૂતરાઉ કાપડ વણાય છે સોલાપુર નિઝામના રાજ્ય જોડે વેપાર ચલાવે છે, ત્યાંની જુવાર દેશાવર ખાતે

જાય છે. પુનાનાં શાકભાજી તથા ફળફૂલ મુંબઇ ખાતે પુષ્કળ જાય છે. ઉત્તર કાનડામાંથી નાળિયેર, સોપારી, એલચી, મરી અને ઇમારતી લાકડાં પરદેશ ખાતે ચડે છે. કારવાડ તેનું મુખ્ય બંદર છે. કોંકણ પ્રાન્તમાં ડાંગર પકવવાનો, તેલ કાઢવાનો, નાળિયેરના રેસાનાં દોરડાં વણવાનો, મીઠું પકવવાનો અને માછલાં પકડવાનો ધંધો ઘણો ચાલે છે. ખાનદેશનો તમાકુ, કોલ્હાપુરનો કસુંબો, ધારવાડનું રૂ અને સાવંતવાડીનાં હરડાં બેડાં વખણાય છે.

**ખેતીની પેદાશ**--કઠોળ, રૂ, તમાકુ, ડાંગર, જુવાર, બાજરી, ઘઉં, ચણા, શેરડી, શણ, તુવેર, તલ, કંદમૂળ, જવ, અડદ વગેરે.

## રેલવે.

દક્ષિણ ભાગમાં મોટી બે રેલવે લાઇનો કાઢેલી છે. તેમાંની એક મુંબઇથી કલકત્તા સુધીની અને બીજી મુંબઇથી મદ્રાસ સુધીની છે. ત્રીજી એક લાઇન ભુશાવળથી નાગપુર સુધી જાય છે અને એક ચોથી લાઇન પુનાથી નિઝામના હૈદરાબાદ સુધી ગએલી છે.

**વસ્તી**—આ પ્રાન્તમાં મોટો ભાગ હિંદુનો છે. મુસલમાન, પારસી અને અંગ્રેજ લોકો પણ થોડા વસે છે.

**ધર્મ**--હિંદુ, શૈવ, મુસલમાન અને દક્ષિણ મહારાષ્ટ્ર તથા કાનડામાં લિંગાયતની વસ્તી ઘણી છે.

**ભાષા**--મરાઠી, કોંકણી અને દક્ષિણમાં કાનડી ભાષા બોલાય છે.

## મહારાષ્ટ્ર.

**સીમા**—ઉત્તરે ગુજરાત પ્રાંત, પૂર્વે મધ્ય પ્રાંત, વરાડ, અને નિઝામનું રાજ્ય. દક્ષિણે કોલ્હાપુર, અને દક્ષિણ મહારાષ્ટ્ર અને પશ્ચિમે આરબી સમુદ્ર આવેલો છે.

**ભાગ**—અંગ્રેજી ખાલસા મુલકના ૭ જીલ્લા કરેલા છે. તેનાં નામ. ૧ **ખાનદેશ,** ૨ **નાશક,** ૩ **અહમદનગર,** ૪ પુના જીલ્લા, ૫ સતારા જીલ્લા, અને ૬ સોલાપુર જીલ્લા.

૧ **ખાનદેશ** જીલ્લો—એમાં મુખ્ય શહેર **ધૂળીયા** અને **નંદુરબાર** છે. આખા ઇલાકામાં આ સૌથી મોટો જીલ્લો છે. ઉત્તરમાં મેવાસી પરગણામાં ભીલની વસ્તી છે. રૂ અને તમાકુ બહુ પાકે છે.

૨ **નાશક જીલ્લો**—એનું મુખ્ય શહેર **નાશક*** છે. ત્યાં તાંબા પીતળનાં વાસણ થાય છે. બીજું **ત્ર્યંબક** છે. તેની પાસેના ત્ર્યંબકેશ્વરના ડુંગરામાંથી ગોદાવરી નદી નીકળે છે. તે હિંદુઓની જાત્રાનું સ્થળ છે. **માલેગામ**માં લશ્કરી છાવણી છે, અને **બાગલાણ**માં ગુજરાતનો છેલ્લો રાજા કરણ જઇ રહ્યો હતો.

૩ **અહમદનગર** જીલ્લો—તેમાં મુખ્ય શહેર **અહમદનગર** છે. તે પ્રથમ મુસલમાન રાજાઓની રાજધાની હતું. તેમાં **ચાંદબીબી** નામે બહાદુર સ્ત્રી રાજા થઇ ગઇ છે. તેણે અકબર પાદશાહને હરાવ્યો હતો.

---

* શ્રી રામચંદ્રજીને વનવાસ મળ્યો, ત્યારે તેઓ સીતા અને લક્ષ્મણ સાથે અહીં રહ્યા હતા. તે વખતે રાવણની બેન સુર્પનખા રામચંદ્રને વરવા સારૂ આવી હતી. ત્યારે રામચંદ્રજીએ કહ્યું કે મારે તો એક પત્નીવ્રત છે, પણ લક્ષ્મણજી તને વરશે. માટે ત્યાં જા. સુર્પનખા લક્ષ્મણજી પાસે ગઈ. એટલે લક્ષ્મણજીએ તેનાં નાક અને કાન કાપી લઇને કાઢી મુકી. એ પ્રમાણે સુર્પનખાનાં નાક ને કાનનો નાશ કર્યો, ત્યારથી આ જગ્યાનું નામ નાશક એટલે નાશ કરનાર પડયું. એમ કહેવાય છે.

૪ **પુના જીલ્લો**--એનું મુખ્ય શહેર **પુના** છે. તે પેશ્વાની રાજધાની હતું. ચોમાસામાં અહીંની હવા સારી ગણાય છે. તેથી મુંબઇનો ગવરનર તે વખતે અહીં મુકામ રાખે છે. અહીંનાં તાંબા પીતળનાં વાસણને પાન વખણાય છે. પુના પાસે જુન્નરનો કિલ્લો છે તેમાં મહાન્ શિવાજીનો જન્મ થયો હતો.

૫. **સતારા** જીલ્લો—મુખ્ય શહેર **સતારા** છે. તેમાં શિવાજીની રાજધાની હતી.

૬. **સોલાપુર** જીલ્લો—એનું મુખ્ય શહેર **સોલાપુર** છે, તે વેપારનું મથક છે. અને હૈદ્રાબાદ જોડે બહોળો વેપાર કરે છે. **બારસી** કસ્બામાં રૂનો વેપાર ઠીક ચાલે છે. બીજું નગર **પંઢરપુર** છે. તેમાં પુંડ્રીક વિઠ્ઠલનાથની જાત્રા છે. ત્યાં દર વરસે મોટો મેળો ભરાય છે.

**દેશી સંસ્થાનો**—આ પ્રાંતમાં ૪ દેશી સંસ્થાનો છે. તે નીચે પ્રમાણે.

૧. **ખાનદેશ એજન્સી**—તે ખાનદેશના કલેકટરના તાબામાં છે. તેમાં ડાંગનો મુલક, સુલગણાનો મુલક, અને મેવાસી પરગણાં છે.

૨. **પેંઠ સંસ્થાન**—એનું મુખ્ય શહેર **પેંઠ** છે. તેમાં પાઘડીઓ સારી બને છે. તે મુસલમાન બેગમના તાબામાં છે.

૩. **સતારા એજન્સી**—એ સતારા જીલ્લાના કલેકટરના તાબામાં છે. તેમાં મોટી ૪ જાગીરો છે. ૧ **ભોર** એનો જાગીરદાર પંતસચીવ બ્રાહ્મણ છે. ૨ **ઔંધ**નો જાગીરદાર પંત પ્રતિનિધિ બ્રાહ્મણ છે. ૩ **ફલટણ**નો જાગીરદાર નિંબાલકર, અને **જત**નો જાગીરદાર ડફલે એ મરેઠા છે.

**૪. અકલકોટ**—એનું મુખ્ય શહેર અકલકોટ છે. ત્યાંના રાજા ભોંસલા કુટુંબના છે. અહીં વણકરનો સારો ધંધો ચાલે છે.

**પેદાશ**—સઘળી જાતનાં અનાજ, શેરડી, તમાકુ, અને કંદમૂળ.

## કોકણ.

મહારાષ્ટ્રની પશ્ચિમે સહ્યાદ્રિ પર્વત અને સમુદ્ર વચ્ચેની સાંકડી જમીનને **કોકણપટ્ટી** કહે છે. અહીંના ડુંગરી મુલકને ઘાટનો મુલક કહે છે. અને તેમાં વસનારા ઘાટી કહેવાય છે. પર્વત અને ઝાડીને લીધે દેશ વિકટ છે. તેમાં તક્ષક જાતિના ઘણા ઝેરી સર્પો થાય છે.

કિનારો વાંકો ચૂંકો છે. તેમાં અખાત, બેટ, અને બંદર ઘણાં છે. **મુંબઈ, ધારાપુરી, શાષ્ટી,** અને **વસઇના** બેટ પ્રખ્યાત છે.

**મુંબઈ**—મુંબઈ ઈલાકાની રાજધાનીનું, અને હિંદુસ્તાનમાં વસ્તીને વેપારમાં સૌથી મોટું આ શહેર છે. પૃથ્વીના ઘણા ખરા દેશો જોડે તેનો વેપાર છે. આ બેટ પ્રથમ જંગલથી ભરપુર હતો. હવા પાણી ઘણાંજ ખરાબ હતાં, તેથી થોડા ગાછીમારનાં ઝૂપડાં ત્યાં હતાં. પણ સને ૧૬૩૧ માં પોર્ટુગાલના રાજાએ ઇંગ્લાંડના રાજાને આ બેટ પેરામણીમાં આપ્યો. ત્યારથી અંગ્રેજ સરકારે તેને સુધારવા માંડયો. તેથી અત્યારે આબાદ અને સુંદર શહેર બની ગયું છે. દેશ દેશના વેપારી અહીં આવીને વસ્યા છે. લોકો ઘણા પૈસાદાર અને મકાનો ભભકાદાર છે. અહીં પારસીની વસ્તી ઘણી છે. યુરોપીયનની ઓફીસો, ટંકશાળ, હાઇકોર્ટ, કોલેજો, રાજાબાઇ ટાવર, વિકટોરીયા ગાર્ડન, વગેરે.

મકાનો તથા કાપડની મીલો જોવા લાયક છે. ગવરનર સાહેબ અહીં રહે છે.*

**ધારાપુરી**—એને અંગ્રેજ લોકો એલીફંટા કહે છે. પહાડથી ઉતરવાની જગ્યા આગળ હાથીથી ત્રણ ગણો મોટો પથ્થરનો હાથી કોરી કાઢ્યો છે, તે પરથી એ નામ પડ્યું છે. બેટની અંદરના પર્વતમાં ઇતિહાસના પુરાવા રૂપ જૂના વખતની મોટી ગુફાઓ કોતરેલી છે. તેમાં ૨૨૦ ફીટ લાંબું અને ૧૫૦ ફીટ પહોળું એક મંદીર છે. તેના ૨૬ થાંભલા છે, અને વચ્ચે એકજ મૂર્ત્તિમાં બ્રહ્મા, વિષ્નુ અને મહેશ ( ત્રિમૂર્ત્તિ ) બનાવેલ છે. મૂર્ત્તિ ૧૫ ફીટ ઉંચી છે. તેની બાજુમાં શિવ પાર્વતીની અર્ધાંગી મૂર્તી ૧૬ ફીટ ઉંચી છે. બીજી પણ ભવ્ય મૂર્તીઓ બનાવેલી છે તેને લોકો કૌરવ પાંડવની કચેરી કહે છે. આ જગ્યાએ પહેલાં બ્રાહ્મણ સિવાય કોઇ પગ મૂકી શકતું નહીં. ત્યાં વાઘ અને સાપના ભયથી કોઇને હાલ જવું ગમતું નથી. એ પણ કાળનો મહિમા છે.

**શાષ્ટી**—આ બેટ મુંબઇની ઉત્તરમાં છે. તેની અને મુંબઇની વચ્ચે ૨૦૦ ગજની ખાડી છે. તે પર પૂલ બાંધેલો છે. ત્યાંથી લોકો તથા આગગાડી આવ જા કરે છે.

**વસઇ**—એ શાષ્ટીની પાસેજ છે. ત્યાંનાં પાન વખણાય છે.

**ભાગ**—કોકણમાં અંગ્રેજી મુલકના ત્રણ જીલ્લા કરેલા છે. ૧ થાણા જીલ્લો, ૨ કોલાબા જીલ્લો, ૩ રત્નાગીરી જીલ્લો.

---

* **મુંબઈ** એ નામ મુંબાદેવી ઉપરથી પડયું છે એમ લોકો કહે છે. પણ ખરૂં જોતાં પોર્ટુગીઝ ભાષામાં બમ્બહિયા એટલે સારી ખાડી એવો અર્થ થાય છે. તે ઉપરથી બોમ્બે કે મુંબઇ નામ પડયું હોય એમ જણાય છે.

૧ **થાણા** જીલ્લો—એનું મુખ્ય શહેર થાણા શાષ્ટી બેટમાં છે. **તાનસા** નામનું તળાવ આ જીલ્લામાં બાંધેલું છે. તેનું પાણી મુંબઇમાં નળવાટે લઈ જવામાં આવે છે. થાણાથી ૭ માઇલ દૂર **કનેરી**ની ગુફાઓ છે. તેમાં ૨૦ ફીટ ઉંચી બુદ્ધની બે મુર્તિઓ છે. **વસઇ**નાં પાન ને કેળાં દેશાવર જાય છે. **કલ્યાણ** એ રેલવે સ્ટેશન છે. તેની પાસે **ભીમડી**માં સારા ચોખા થાય છે. કલ્યાણ પાસેથી રેલવેના બે ફાંટા થાય છે. તેમાંનો એક બંગાળા અને બીજો મદ્રાસ તરફ જાય છે.

૨. **કોલાબા** જીલ્લો—એનું મુખ્ય શહેર **અલીબાગ** છે. તેમાં **આઢ** ગામનો રવાનો ગોળ વખણાય છે. **માથેરાન** એ હવા ખાવાનું ઠેકાણું છે.

૩. **રત્નાગીરી** જીલ્લો—એનું મુખ્ય શહેર રત્નાગીરી છે. તે મોટું બંદર છે. અને **ચેલ**માં લોકો રેશમ વણવાનો ધંધો કરે છે.

**દેશી રાજયો**—આ ભાગમાં **જવાર**, જંજીરા, અને સાવંતવાડી ત્રણ દેશી રાજ્યો છે. તેમાં **જંજીરા** હબશી લોકોનું સંસ્થાન છે તેઓ પહેલાં ચાંચીયાનો ધંધો કરતા હાલ ત્યાંની સાડીયો વખણાય છે. **સાવંતવાડી** ભોંસલે કુળના મરાઠા સરદારનું છે. ત્યાંનાં હરડાં બેડાં વખણાય છે.

**પેદાશ**—નાળીએર, સોપારી, ગંધીયાણું, ચોખા, અને અનાજ.

## દક્ષિણ મહારાષ્ટ્ર.

**સીમા**—પૂર્વે નિજામનું રાજ્ય, પશ્ચિમે ગોવા, સાવંતવાડી અને આરબી સમુદ્ર, દક્ષિણે મ્હૈસુર સંસ્થાન, મદ્રાસ ઇલાકો, અને ઉત્તરે સતારા જીલ્લો અને સોલાપુર જીલ્લો છે.

**ભાગ**—આ પ્રાંતમાં અંગ્રેજી ખાલસા મુલકના ચાર જીલ્લા કરેલા છે. **૧ વિજાપુર** જીલ્લો, ૨ **બેલગામ** જીલ્લો, ૩ **ધારવાડ** જીલ્લો, **અને ૪ ઉત્તર કાનડા જીલ્લો.**

**૧. વિજાપુર જીલ્લો**—એનું મુખ્ય શહેર **કલાદગી** છે. **વિજાપુર** જુનું મુસલમાની રાજધાનીનું શહેર છે. પહેલાં તેનો ઘેરાવો ૬ માઇલનો હતો. હાલ પણ મોટાં પાદશાહી મકાનો તેમાં છે. એ રાજ્ય ઔરંગજેબે તોડયું. **બાગલકોટ** વેપારમાં મોટું છે.

**૨. બેલગામ જીલ્લો**—એનું મુખ્ય શહેર **બેલગામ** છે. ત્યાં લાકડાં અને ધાતુનો સામાન બને છે. કાપડને રેશમનો વેપાર પણ ઠીક ચાલે છે. તેની પાસેના એક કિલ્લામાં લશ્કરી છાવણી છે.

**ધારવાડ જીલ્લો**—એનું મુખ્ય શહેર ધારવાડ છે. તેને મુસલમાનો **નશીરાબાદ** કહે છે. ધારવાડથી ઉત્તરમાં પચાસ માઇલ દૂર ગતપર્વ નદીનો **ધોધ** ૧૭૪ ફીટ ઉંચેથી પડે છે. આ શહેર રૂના વેપારનું મથક છે. **હુબળીમાં** સુતરાઉ ને ઉનનું કાપડ બને છે. અને રેલવેનું જંકશન છે.

**૪. ઉત્તર કાનડા**—એનું મુખ્ય શહેર **કારવાર** છે. તે તથા **કુમટા** અને **હોનાવર** એ મોટાં બંદર છે. કારવારનું બંદર મુંબાઇ અને કરાંચી જેવું સલામતી વાળું છે. ગેરસપ્પાનો ધોધ ઉત્તર કાનડામાં છે.

**દેશી રાજ્યો**—આ પ્રાંતમાં દેશી રાજ્યોના ત્રણ ભાગ કર્યા છે.

**૧. કોલ્હાપુર** એજન્સી એનું મુખ્ય શહેર **કોલ્હાપુર** છે.

તેમાં શિવાજીના વંશની નાની શાખાનો અમલ છે. તેમાં રૂ, મરચાં કસુંબો અને બધી જાતનાં અનાજ થાય છે. માટીનાં વાસણને લુહાર કામ પણ સારૂં થાય છે.

૨. **દક્ષિણ મરાઠા જાગીર**—તે કોલ્હાપુરના પોલિટિકલ એજંટના તાબામાં છે. ને અંગ્રેજ સરકારને ખંડણી આપે છે. તેમાં બધાં મળી **આઠ** સંસ્થાનો છે. તેમાં **સાંગલી, જમખંડી, મીરજ, કુરૂંદવાડ** એ ચાર પટવર્ધન વંશના બ્રાહ્મણોની છે. **મુધોળ** ભોંસલેની છે. **રામદુર્ગ** ભોર વંશના બ્રાહ્મણોના તાબામાં છે. સાંગલી સંસ્થાનનું **મંગળવાડા** ગામ પંઢરપુર પાસે **ભીમા** નદીને કાંઠે અને **શીરહટી** દક્ષિણ સરહદ ઉપર તુંગભદ્રા નદી ઉપર છે. મીરજમાં સારંગી, તંબુર, વગેરે વાજીંત્ર સારાં થાય છે.

૩. **સાવનુર**—એ ધારવાડ જીલ્લાની પૂર્વે છે. ત્યાંના રાજા પઠાણ વંશના મુસલમાન છે. અને નવાબ કહેવાય છે.

**સામાન્ય.**

**મુંબઈ ઇલાકાના ભાગ**—સિંધ, કચ્છ, ગુજરાત, મહારાષ્ટ્ર અને દક્ષિણ મહારાષ્ટ્ર.

**મુખ્ય ભૂશિર**—માંજ, અને જમતપોઇંટ.

**મુખ્ય બેટ**—શંખોદ્ધાર, દીવ, શિયાળ, પીરમ, શાષ્ટી, મુંબઇ વસઇ, અને ધારાપુરી.

**મુખ્ય બંદર**—કરાંચી, શાહબંદર-જખૌ, માંડવી, મુદ્રા-જોડીયા, નવાનગર, સલાયા, દ્વારકા, પોરબંદર, માંગરોળ વેરાવળ, જાફરાબાદ, પોર્ટ વિકટર, મહુવા, ઘોઘા, અને **ભાવનગર**

ખંભાત, ભરૂચ, સુરત, વલસાડ, અને વસઇ-મુંબઈ, રત્નાગીરી, અને જંજીરા કારવાડ, હોનાવર, ને કુમટા.

**પરદેશી સંસ્થાન**--દીવ, દમણ, ને ગોવા એ ત્રણ પોર્ટુગીજનાં છે. ગોવામાં પોર્ટુગીજ સરકાર તરફથી ગવરનર જનરલ રહે છે. અને દીવ, દમણમાં ગવરનર રહે છે. તેઓ અંગ્રેજ સરકારથી સ્વતંત્ર છે. ગોવાનાં નાળીએર ને કોકમ વખણાય છે.

**જાત્રાનાં સ્થળ**--હીંગળાદ, નગરપારકર-નારાયણસર-દ્વારકાં ગિરનાર, શેત્રુંજો, પ્રભાસપાટણ, તુળશીશ્યામ, પ્રાચી, મૂળી, ગઢડા, અંબાજી, બહુચરાજી, શામળાજી, સિદ્ધપુર, ડાકોર, ચાણોદ, કન્યાળી, શુકલતીર્થ, વડતાળ, નર્મદા, ત્ર્યંબક, ગોદાવરી, નાશીક, પંઢરપુર.

**હવા ખાવાનાં ઠેકાણાં**—બાલાચડી, ગોપનાથ, વેરાવર-દાંતા, પાવાગઢ, આબુ-માથેરાન, ભીમાશંકર, પૂના, પુરંધર, અને મહાબળેશ્વર.



સ્વતંત્ર કલમથી લખાતું સાપ્તાહિક, વર્તમાન પત્ર.

# રાજસ્થાન.

'રાજસ્થાન' પત્ર ૨૦ પૃષ્ઠના કદમાં બહાર પડે છે. તેમાંના લેખો સ્વતંત્ર કલમથી લખાય છે.

લવાજમ ફક્ત રૂા. ૨ (પોસ્ટેજ સહિત. હિંદુસ્થાનની બહારના ગ્રાહકો પાસેથી રૂા. ૩ નમુનો ફક્ત. દરવર્ષે એક નવલકથા ભેટ ઐતિહાસિક આપવામાં આવે છે.

**एक चालु नवलकथा.**

'રાજસ્થાન'માં કાયમને માટે આવે તેમાં આવે છે.

મેનેજર "રાજસ્થાન'—અમદાવાદ.

## જાહેર ખબર.

શાળા પયોગી અંગ્રેજી, ગુજરાતી તમામ બુકો વેચનાર સ્કુલમાં ચાલતા નકશા નાના ચીત્રવાળા નકસા વીગેરે તમામ સ્કુલને લગતો સામાન વેચનાર.

એમ. વી. મોતીવાળા—વઢવાણ શહેર.

---